श्री

# लघु सद्बोध पुष्पमाळ.



કર્તા,

જૈન મુનિશ્રી છોટાલાલજી.

પૂ. શ્રી લાધાજીસ્વામી સ્મારક ગ્રન્થમાળા—મણકો ૧૬ મો.

॥ ॐ ॥

# શ્રી લઘુ સદબોધ પુષ્પમાળા.

લેખક:
સ્વ. જૈનાચાર્ય શ્રીમદ્ લાધાજી સ્વામીના શિષ્ય
મુનિ શ્રી છોટાલાલજી.

પ્રસિદ્ધકર્તા
લલ્લુભાઈ જેઠાભાઈ
સ્ટેશન માસ્તર,
વેડછા (બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે).

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦
વીર સં. ૨૪૫૩ વિક્રમ સં. ૧૯૮૩ ઈ. સ. ૧૯૨૭

મુદ્રણસ્થાનઃ—વસંત મુદ્રણાલય, ઘીકાંટા રોડ—અમદાવાદ.
મુદ્રકઃ ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા

મૂલ્ય—સદ્‌ગુણપ્રાપ્તિ અને જીવનશાન્તિ.

# પુષ્પને.

પ્રભુ સંગ રહી તું મહત્ત્વ ધરે,
પ્રભુને નમતાં તુજને નમશે.

× × × ×

લઈ હસ્ત વિષે કવિ બાળક કો,
તુજને નિરખી કવિતા કરશે.

× × × ×

સહુ શાસ્ત્ર વિષે સહુ જાત વિષે,
સહુ દેશ વિષે સહુ કાર્ય વિષે;
તુજ સ્થાન બધે તુજ માન બધે,
સહુને પ્રિય થઈ જગમાં વિહરે.

મંજુલ.



# સ્મરણપત્ર.

## સદ્‌ગત પરમપૂજ્ય પિતાશ્રી જેઠાભાઇ
## તથા માતુશ્રી દીવાળી બા.

આપનાં પવિત્ર નામોનું સ્મરણ કરતાં મારી આંખોમાં સ્નેહનાં આંસુ ભરાઇ આવે છે. આપે મને પાળી પોષી મોટો કર્યો અને તમો અક્ષરજ્ઞાનથી રહિત છતાં મને વિદ્યાદાન આપ્યું તે માટે તમારો મારા પર અનંત ઉપકાર થયો છે. માતા પિતા સ્વપુત્રને પાળી પોષી મોટો કરે તેમાં વિશેષતા નથી, પરન્તુ આપનું બહોળું કુટુંબ, સાધારણ ગરીબ સ્થિતિ, અને આધુનિક ભણતરનાં ભારે ખર્ચો એ સર્વેનો વિચાર કરતાં આપે જે મહાકષ્ટ વેઠી મને ભણાવ્યો તે જ આપની વિશેષતા, તે જ આપની વિદ્યાપ્રીતિનો ઉચ્ચ સંસ્કાર. આ ઉપકારના સ્મરણમાં આખી જીંદગી આપનાં પવિત્ર ચરણોમાં ધરી દઉં તોપણ મારી પ્રત્યેના તમારા અનંત ઉપકારોનો અંશ પણ બદલો વળી શકે તેમ નથી. છતાં આપનો વિદ્યા તથા ભક્તિ તરફ અનન્ય પ્રેમ હતો તેથી આ "શ્રી લઘુ સદ્‌ભાવ પુષ્પમાળા" આપના પવિત્ર સ્મરણમાં પ્રસિદ્ધ કરી વિરમું છું.

આપનો કનિષ્ઠ પુત્ર

**લલ્લુભાઈ.**

# પ્રકાશકના બે બોલ.

સેવા કરવી અને તેમાંએ સ્વજ્ઞાતિની સેવા કરવી તેને હું મનુષ્ય માત્રની ફરજ જ સમજું છું. તે ફરજ કેવી રીતે અદા કરવી તેની મુંઝવણ હરહમેશ મને રહ્યા જ કરતી, તેનું મુખ્ય કારણ તો મારામાં સચોટ જ્ઞાનની ખામી જ. કેટલાએક વરસથી જ્ઞાતિમાં આંતર કલહનું ઝેર પ્રસરી રહ્યું છે તેમાંએ કેટલીક વ્યક્તિઓ નીચ યુક્તિ પ્રયુક્તિઓ કરી ઝેરી પાણીનું સિંચન કરી રહી છે તે શોચનીય છે. આવે પ્રસંગે મુનિ શ્રી છોટાલાલજીનો પત્રદ્વારા પરિચય થયો જેમની પ્રસાદીરૂપે આ પુસ્તકની ઉત્પત્તિ થઇ.

મારૂં એમ દૃઢ માનવું છે કે માણસની નીચતા-ઉચ્ચતાનો આધાર તેનામાં રહેલી ધર્મ અને નીતિની સમજ તથા વર્તન ઉપર છે. ગમે તેવી ઉચ્ચ જ્ઞાતિમાં, કુળમાં, કુટુમ્બમાં જન્મ થયો હોય પણ તદનુસાર ધર્મ અને નીતિની સમજ તથા વર્તન ન હોય તો તે અધમતા છે.

ધર્મ અને નીતિ આવાં પુસ્તકોના નિત્ય અધ્યયનથી જિજ્ઞાસુ મનુષ્યોને અવશ્ય પ્રાપ્ત થાય છે અને તેજ ઇચ્છાથી આ અલ્પ પ્રયત્ન, આ અલ્પ સેવા.

લલ્લુભાઇ જેઠાભાઇ
સ્ટેશન માસ્તર, વેડછા.

# અર્પણપત્ર.

---

સ્થા. જૈન લિંબડી સંપ્રદાયના સ્વ. પૂજ્યપાદ શ્રીમદ્
**પૂજ્ય શ્રી મેઘરાજજી સ્વામી**ની પવિત્ર સેવામાં.

જગતમાં બાંધવની જોડી ઘણીએ વખાણવાલાયક હોય છે. પણ આપનો બંધુપ્રેમ તો કોઇ અવર્ણનીય જ હતો. ગૃહસ્થાશ્રમમાં સાથે રહી ચારિત્ર ધર્મમાં પણ આપ આપના વડીલ બંધુ સ્વ. જૈનાચાર્ય શ્રી લાધાજી સ્વામી સાથે જ રહી છેવટસુધી બંધુપ્રેમ અવિચ્છિન્ન રાખ્યો અને એ પવિત્ર ગુરૂવર્ય શ્રીની આજ્ઞાથી આપે મ્હને ચારિત્રરત્ન આપ્યું, એ મ્હારા પર અનંત ઉપકાર છે. એ ઉપકારના બદલામાં તો હું કાંઇ પણ કરી શકું તેમ નથી, પરન્તુ આ લઘુ સદ્બોધ પુષ્પમાળા આપના ચરણમાં અર્પણ કરી આપના આત્માની શાન્તિ ઇચ્છતાં મ્હને કૃતાર્થ માનું છું.

**સાયાણી**
વીર સંવત ૨૪૫૨
વિક્રમ સંવત ૧૯૮૨
ના આસો વદી ૦))
ગુરૂવાર.

લી. સદાનો ઋણી
જૈન મુનિ છોટાલાલજી.

---

# પ્રસ્તાવના.

આટલા નાનકડા પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર જ શી હોય ? જે કાંઇ કહેવા જેવું છે તે તો પુસ્તક પોતે જ કહે છે. છતાં થોડુંક પણ કહેવાની જરૂર છે.

આ ચાતુર્માસમાં આ પુસ્તક લખાશે તેની તો કલ્પનાએ ન હતી, પરન્તુ પ્રકાશકની શુભ પ્રેરણાથી–તેમના આગ્રહથી જ આ પુસ્તક લખાએલ છે. એટલે આ પુસ્તકના વાંચન–મનનથી જે કાંઇ લાભ થાય તેમાં મુખ્ય ભાગ તો પ્રકાશકનો જ ગણાય.

વિદ્યા અને પાણી એ બે વસ્તુ બાહ્ય અને આભ્યંતર જીવન ટકાવવાનાં જ પરમ સાધન છે, એમ મ્હારા પૂજ્ય ગુરૂવર્ય શ્રી હમેશાં કહેતા હતા. એ વાત સમય વીતતાં મ્હને મ્હારી સહમજ–બુદ્ધિ પ્રમાણે સ્હમજાંઈ. પાણી એ દેહનો આધાર છે, અને વિદ્યા એ આત્માનો આધાર છે. એ બે વસ્તુ બીજાને યોગ્યતા મુજબ આપવામાં સંકોચ–કંજુસાઇ કરનાર કુદરતનો અને પ્રભુનો મહાન્ ગુન્હેગાર છે. એટલે વિદ્યા–જ્ઞાનનો તો જેમ બને તેમ વધુ ને વધુ ફેલાવો કરવો એ જ જીવન-કલ્યાણનું પરમ સાધન છે અને તે આવશ્યક છે. માત્ર દુરુપયોગ ન થઇ જાય તે ધ્યાનમાં રાખવાની–વિચારવાની અતિ આવશ્યકતા છે.

હર વખત શરીરપ્રકૃતિ અસ્વસ્થ અને નરમ રહેતી હોવાથી આ પુસ્તક લખી પૂરૂં કરવાની અને પ્રકાશકને જલદીથી પ્રસિદ્ધ કરવાની તીવ્ર ઇચ્છા હોવા છતાં અસાધારણ ઢીલ થઇ છે, તેના માટે દિલગીરી સિવાય કયો શબ્દ વાપરી ક્ષમા પામું ?

આ લઘુ પોથીના વાચન મનનથી વાચનારના વ્યવહારને અને આત્માને થોડો પણ લાભ થશે, થોડી પણ જીવનશાન્તિ થશે, અને કોઇ પણ દુઃખની વખતે દુઃખ દૂર કરવામાં અને પ્રભુપંથે પળવામાં થોડે અંશે પણ સ્હાયક બનશે તો હું મ્હને કૃતાર્થ માનીશ, અને પ્રકાશકનો ઉદ્દેશ સફળ થયો ગણાશે.

**સીયાણી**
વીર સંવત ૨૪૫૩
વિક્રમ સંવત ૧૯૮૩
ના કાર્તિક સુદિ ૨ ને શનિ

લિ: સદાનંદી
જૈન મુનિ છોટાલાલજી.



ॐ ॥ श्री सद्गुरवे नमः ॥

# શ્રી લઘુ સદ્બોધ પુષ્પમાળા.



૧ જે સ્વરૂપના ચિંતવનથી—જેના નામસ્મરણથી સર્વ પ્રકારનાં દુઃખો દૂર થાય છે, અને છેવટ તે સ્વરૂપમય જ બની જવાય છે તે શ્રી પરમાત્માને ત્રિકાળ વંદન હો!

૨ અર્થ, કામ અને મોક્ષ મેળવવા માટે ધર્મને પ્રથમ મેળવવો—ઓળખવો જોઇએ. ધર્મ સાધ્યા વિનાની બીજી સર્વ સાધના મસ્તક વિનાના દેહ જેવી છે.

૩ જીંદગી આખીએ મહેનત કરવા છતાં અને હાયવોય કરવા છતાં મરણસમયે શાન્તિ ન મળે તો એ જીવન શ્વાનજીવન કરતાં ઉચ્ચતર તો નથી જ.

૪ જેમ વ્યાધિ—તાવના જોરથી ખોરાકની રૂચિ—ઇચ્છા થતી નથી, તેમ કુકર્મના જોરથી ધર્મની રૂચિ—ઇચ્છા થતી નથી.

૫ વ્યવહાર સુધાર્યા પહેલાં ધર્મ સુધારવા પ્રયત્ન કરવો એ ક્ષારભૂમિમાં પાયો નાંખ્યા વિના જ મહેલ બાંધવા જેવું છે.

૬ મનુષ્યત્વના ભાનરહિતને માત્ર આકૃતિથી જ જો મનુષ્ય કહેવામાં આવે, તો સીનેમાનાં પુતળાં બધાંએ માણસો જ છે.

૭ બીજાની ભૂલોની ટીકા કરવાનો તેને જ હક્ક છે કે જેણે પોતાના ભૂતકાળમાં એક પણ ભૂલ કરી ન હોય, અને હવે પછી ભવિષ્યમાં એક પણ ભૂલ નહિ કરવાનો નિશ્ચય કર્યો હોય. બીજાઓ તો નિંદા કરનારા છે—આત્મઘાતક છે.

૮ દેવ, ગુરૂ, રાજા અને મિત્રની પાસે જુઠું બોલનાર આત્મદ્રોહ કરે છે. અર્થાત્ એ ચારની પાસે તો કદિ પણ જુઠું ન જ બોલવું.

૯ હૃદયને પવિત્ર કર્યા વિનાની ધર્મક્રિયા વ્યાધિથી ઘેરાએલ શરીરને શણગારી શોભાવવા જેવી છે.

૧૦ મૂર્ખની મૂર્ખાઇ જગતને જાહેર છે અને પોતાથી અજાણી છે, પણ જ્ઞાનીની મૂર્ખાઇ પોતાને જાહેર છતાં જગતથી તો અજાણી જ છે.

૧૧ માતપિતાના, શેઠના અને ગુરૂના ઉપકારનો બદલો કોઇ પણ રીતે વળતો જ નથી. એ તો અનંત ઉપકારી છે. કૃતઘ્નીને તેનું ભાન કયાંથી હોય ?

૧૨ જેમ સનેપાત થએલ માણસ બેભાન બને છે અને અનેક પ્રકારના અપશબ્દો બોલી તોફાન કરે છે; તે વખતે તેના પ્રત્યે જેમ દયા આવે છે, તેમ જ ક્રોધી મનુષ્ય પણ ક્રોધ—સનેપાતથી ગાંડો થએલ હોય છે, એટલે ત્હેના બોલવા સામે ન જોતાં—દયા ખાવી એ જ ડાહ્યા મનુષ્યનું કર્તવ્ય છે.

૧૩ જગતમાં નબળાને જ સહુ ત્રાસ આપે છે. બળ-વાનને ત્રાસ આપવાને બદલે સહાયક થાય છે. પવન દીવાને બુઝાવી નાંખે છે, જ્યારે લ્હાયને સ્હાય કરે છે. **दैवो दुर्बल-घातकः ॥**

૧૪ દેહરૂપી ડામચીયાને ધાતુનાં ઘરેણાંથી શોભાવવા કરતાં શીયળથી શોભાવવો એ જ ઉત્તમ છે. ખરૂં છે કે—
" **शीलं परं भूषणम्** "

૧૫ જગતમાં કોઇ પણ વસ્તુ–પદાર્થ દુઃખનું કારણ નથી, પરન્તુ પદાર્થ ઉપરનું મ્હારાપણું–મમત્વ એ જ દુઃખનું કારણ છે. મ્હારાપણું ગયું એટલે સાથે દુઃખ પણ ગએલું જ છે.

૧૬ જ્યાં નિર્ભયતા છે ત્યાં જ મનુષ્યત્વ છે. કોઈ પણ પ્રકારનો ભય એ જ આત્મબડગાઇ છે, અને જ્યાં ગુન્હો છે ત્યાં જ ભય છે. ગુન્હા વિના ભય ન હોય, તો નિર્ભય રહેવા માટે ગુન્હો ન જ કરવો એ હિતકારક છે.

૧૭ શરીર છે તે વ્હાણ છે અને તેમાં રહેલ જીવાત્મા એ નાવિક છે. શરીરમાં રોગાદિકનાં છિદ્ર ન પડે તો નાવિક ઇચ્છિત સ્થળે એ વ્હાણની સહાયથી જરૂર પહોંચી શકે. બાકી તો વ્હાણને ખરાબે ચડાવવું કે ઇચ્છિત બંદરે પહોં-ચાડવું, તે તો નાવિકની આવડત ઉપર આધાર રાખે છે.

૧૮ હર્ષ અને શોક, સુખ અને દુઃખ, એ સર્વે મનની

કલ્પના માત્ર છે. એ કલ્પનાને અધીન બની માનવજીવનને ધૂળ મેળવનાર મૂર્ખશિરોમણિ છે.

૧૯ શિષ્ય થવાની લાયકાત પ્રાપ્ત કર્યા પહેલાં ગુરૂ બનવા પ્રયત્ન કરવો તે ધાવતા બાળકે તલવાર લઇ રણયુદ્ધમાં જવા જેવું છે.

૨૦ કોઇ માણસના મૃત્યુ પછી ગામના લોકો કહે છે કે 'અમારા ગામનું નાક ગયું' અને કેટલાકનાં મરણ પછી બોલાય છે કે–ગામમાંથી પાપ–આભડછેટ ગઇ, આ બન્ને મરનારનાં સારાં માઠાં કાર્યોપરથી બોલાય છે. દરેક મનુષ્ય પોતે જેવો થવા ઇચ્છે તેવો થઇ શકે છે.

૨૧ પાંચે ઇંદ્રિયોની અને બીજા સર્વની સેવા મુખ્યતાએ પગ કરે છે, અને તેથી જ પગ પૂજાય છે. દેવમંદિરે કે ગુરૂ પાસે જઈ ચરણામૃતની માગણી થાય છે, પણ ક્યાંય મસ્તકામૃતની માગણી થતી જાણી નથી. જે નિઃસ્વાર્થ બુદ્ધિએ પક્ષપાત વિના સેવા કરે છે, તે જ જગત્વંદનીય બને છે.

૨૨ કોઇના પણ શબ્દને વળગી ન રહેવું, પણ તેના કહેવાનો મૂળ આશય--હેતુ શું છે તે સ્હમજી પછી જ જે કાંઇ અભિપ્રાય બાંધવા હોય તે બાંધવો.

૨૩ જેમ વરૂના રહેઠાણમાં બકરાને રહેવા જવું એ પોતાનો નાશ કરવા માટે જ છે, તેમ સ્ત્રીઓના સહવાસમાં રહેવું તે શીયળ ગુમાવવા માટે જ છે.

૨૪ માખીના મસ્તકમાં, વીંછીના આંકડામાં, સર્પના મ્હોડામાં ઝેર રહેલ છે, પરન્તુ દુર્જન–દુષ્ટ મનુષ્યના તો આખાએ અંગમાં ઝેર ભરેલ છે. તેને તો દૂરથી જ નમસ્કાર.

૨૫ મન, વાણી અને કર્મથી યથાશક્તિ પરહિત કરનારને અહીં જ સ્વર્ગ છે.

૨૬ અપકીર્તિવાળા લાંબા જીવનને જીવે તેના કરતાં સત્કીર્તિવાળા અલ્પ જીવને જીવે તે વધારે ઉપયોગી છે.

૨૭ હૃદયની શુદ્ધતાને ઓળખ્યા વિના હૃદય આપવું તે ઝવેરાતથી ભરેલી પેટીની ચાવી ચોરને સોંપવા જેવું છે.

૨૮ આખા જીવનમાં એક પણ સદ્‌ગુણ ન ખીલવ્યો, એક પણ ગુણમાં એક્કા ન થયા અને દુશ્મનો પણ જે ગુણને વખાણ્યા વિના ન રહે, તેવો કોઇ એક પણ ગુણ ખીલવ્યા વિના જ જો જીવન પૂરું થાય તો તે જીવન પશુ જીવનથી એ અધમ છે.

૨૯ જેમ પેનસીલ લખનારની ઇચ્છા મુજબ સારા માઠા શબ્દો લખી આપે છે, તેમ જ ભક્તજન ગુરૂજન પાસે જડ બની ગુરૂની આજ્ઞા–ઇચ્છા મુજબ વર્તન કરે. ગુરૂચરણમાં પોતાનું પોતાપણું–હુંપણું અર્પણ કરે તે જ ભક્ત.

૩૦ ધન અને સ્ત્રી એ બે વસ્તુ હોઇને જ સંસાર છે. જો ધર્મગુરૂનો વેશ અથવા પદવી ધારણ કર્યા પછીથી તે

બન્ને કે બન્નેમાંથી એકનો થોડો પણ ઉપયોગ થતો હોય–કરતા હોય અને તેવાને ત્યાગી કે ગુરૂ માનતા હોય તો ગૃહસ્થાશ્રમી બધાએ ત્યાગી–ગુરૂ જ કરવા, કારણકે ઓછા-વત્તા પ્રમાણમાં એ બન્ને કે બન્નેમાંથી એક તો તેઓના પાસે હોય છે જ.

૩૧ બળતા ઘરમાંથી જેમ કીમતી વસ્તુ કાઢવાને બદલે માત્ર હાંડલાં કાઢનાર મૂર્ખ મનાય છે તેમ આ ક્ષણજીવી દેહથી કાંઇ પણ શુભ કાર્ય કરી સાર્થક કરવાને બદલે જેઓ વિષયવિકારમાં જ દેહનો ઉપયોગ કરે છે તેઓની મૂર્ખતાને તો અવધિ જ નથી.

૩૨ પ્રાપ્ત થએલ અધિકારના પ્રમાણમાં જો કોઇનું પણ હિત ન કર્યું તો તેના માટે અધિકારમાંથી પ્રથમનો 'અ' નીકળી જઇ માત્ર ધિક્કાર જ રહે છે.

૩૩ જેઓને અન્યના ગુણ અને પોતાની ભૂલ જોતાં આવડે છે તેઓને પરામાત્મ પદ માટે જરા પણ મહેનત કરવી પડતી નથી.

૩૪ પ્રેમ વિચારને નિર્મળ કરે છે અને અંતઃકરણને ઉદાર બનાવે છે. પ્રેમ તો ઇશ્વરપદને પહોંચાડનારૂં પરમ સાધન છે.

૩૫ જે મનુષ્યને જેવી–જેટલી પારકી વાત મીઠી લાગે છે તેટલી જ જો પ્રભુકથા મીઠી લાગે–ગમતી થાય, તો સંસાર સમુદ્ર તરવો એ તો સ્હેજ છે.

૩૬ જે મનુષ્યને પોતાના વચનની કિંમત નથી તે જીવતાંએ મરેલો જ છે. સર્વનાશ થવા દેઇને પણ આપેલું વચન પાળે તેઓને દેવોનાં પણ વંદન છે.

૩૭ સ્તુતિ અને નિંદા એ બન્ને માયાની જાળ છે. આત્માર્થિ મનુષ્યો અને વીર પુરૂષો એ બેઉથી અલિપ્ત જ રહે છે.

૩૮ દુનિયાને દુઃખરૂપ અને સ્વાર્થી માનનાર માટે જ દુઃખરૂપ અને સ્વાર્થી છે; બાકી તો આ જ દુનિયામાં રહી અનેક ભવ્ય આત્માઓએ સિદ્ધિ પ્રાપ્ત કરી છે.

૩૯ થએલા વૈરની ક્ષમા આપી ત્યારે જ ખરી મનાય કે જ્યારે અંતરથી ડાઘ દૂર થાય. બાકી માત્ર મ્હોડેથી આપેલી તે ક્ષમા નથી પણ ધૂર્તતા છે.

૪૦ શુષ્ક અને જડ હૃદયીઓ અન્યનાં દુઃખની વાતો જ્યારે શોખની ખાતર સાંભળે છે ત્યારે સહૃદયીઓ દ્રવિત હૃદયે સાંભળે છે અને દુઃખ દૂર કરવા પ્રયત્ન કરે છે.

૪૧ જેના બદલામાં જીવન સર્વસ્વ આપતાં પણ જે સમય મળતો નથી તેવા અમૂલ્ય સમયને મૂર્ખાઓ જ વ્યર્થ ગુમાવે છે.

૪૨ સત્કાર્ય કરતાં કોઇ પણ કારણથી પાછા પડેલને તિરસ્કારી કે ઉપહાસ્ય કરી હલકો પાડીને અધમતા કરવાને બદલે ઉત્સાહથી આગળ વધારવો એ જ ઉત્તમતા છે.

૪૩ 'હું પામર છું' 'મ્હારાથી કાંઈ થઇ શકે નહિ' વિગેરે હલકા વિચારોએ જ આપણી પાયમાલી કરી છે; અને જ્યાંસુધી તે દૂર નહિ થાય ત્યાંસુધી પાયમાલી દૂર થવાની આશા રાખવી તે आकाशकुसुमवत् છે.

૪૪ રાગ દ્વેષનો અનંત કાળથી લાગુ પડેલો આત્માનો રોગ '**हुं कोण?**' 'ક્યાંથી થયો?' 'શું સ્વરૂપ છે?' વિગેરે સદ્વિચાર રૂપી ઔષધથી દૂર થાય છે.

૪૫ દુષ્ટ વિચારો, દુષ્ટ ભાવના જો હૃદયમાં ઘણો વખત ટકે છે તો વૃક્ષને જેમ ઉધાઇ ખાઈ જાય છે તેમ તેના સદ્ગુણોને ખાઇ જઇ દુષ્ટતાનાં ખાડામાં ગબડાવી પાડે છે.

૪૬ ઉપરના આડંબરથી કે મોટા નામથી અંજાઇ જઇ તેના વિશ્વાસે રહેનાર જરૂર માર ખાય છે, અને પરિણામે પસ્તાય છે. કનક એટલે સોનું અને કનક એટલે ધતુરો પણ થાય છે. કનક નામથી ધતુરો લેવાથી કાંઇ આભૂષણો થાય ખરાં?

૪૭ જ્યાંસુધી બીજાને ઠગવા માટે જ વૈરાગ્ય બતાવાય, લોકરંજનાર્થે જ ઉપદેશ અપાય અને વાદ વિવાદમાં જ ભણતર ભણાતું હોય, ત્યાંસુધી આત્મકલ્યાણની આશા રાખવી તે તો **वन्ध्यापुत्रवत्** છે.

૪૮ જીભનો ઉપયોગ પરનિંદા કરવામાં, દૃષ્ટિનો ઉપયોગ વિષયને પોષવામાં અને મનનો ઉપયોગ પારકા દોષો–પરતું

અહિત ચિંતવવામાં થાય અને પછી જીવનશાન્તિની ઇચ્છા રાખવી એ તો પત્થરની શીલા ગળે બાંધી સમુદ્ર તરવા જેવું છે.

૪૯ જે મનુષ્ય સેવાધર્મના રહસ્યને સ્હમજતો નથી તેનું જીવન મૃત્યુ પામેલા જીવરહિત દેહ જેવું છે.

૫૦ દુનિયાને ઠગવા માટે ધર્મ જેવું સાધન છે તેવું સાધન બીજું કોઇ નથી. અર્થાત્ ધર્મના નામથી વિવેકબુદ્ધિ વિનાના ઘણાએ ઠગાઇ પાયમાલ થયા છે—થાય છે. સત્યને પીછાણે તે જ મનુષ્ય.

૫૧ સ્થૂલ દેહપરની આસક્તિને સ્નેહ નામ આપનાર પોતે ઠગાય છે અને બીજાને ઠગે છે. મોહ, સ્નેહ, અને પ્રેમ એ ત્રણે તત્ત્વને ઓળખનાર એવી સ્વ-પરની ઠગાઇ ન જ કરે એ આત્મવંચના ન કરે.

૫૨ વાસણુમાં ભરેલી કિંમતી વસ્તુને જોયા વિના માત્ર વાસણુ-સારૂં કે ખરાબ જોઇ તેના પરથી જ વસ્તુની કીંમત આંકવી તે તો જેમ મૂર્ખાઇ જ છે, તેમ આત્માના ગુણને ઓળખ્યાવિના માત્ર સ્થૂલ દેહના ગુણ દોષ જોઇ અભિપ્રાય બાંધનાર બીચારા પામર છે.

૫૩ જેણે પ્રથમ અવસ્થામાં વિદ્યા પ્રાપ્ત કરી નહિ; બીજી અવસ્થામાં પ્રમાણિકપણે નીતિથી ધન ઉપાર્જન કર્યું નહિ અને ત્રીજી અવસ્થામાં ધર્મ ન કર્યો તે છેલ્લી-ચોથી

અવસ્થામાં શું કરી શકવાનો હતો ? માત્ર પશ્ચાત્તાપ જ.

**૫૪** હલકા મનુષ્યની સંગતે રહેનાર ઉચ્ચ મનુષ્ય પણ નીચી પદવી પામે છે. ચોખા એ પુરૂષ—નર જાતિના—અને માંગલિક છે, પરન્તુ જો તે દાળની સંગત કરે છે તો તે નર જાત મટી નારી જાતિ—ખીચડીની ઉપમાને પામે છે.

**૫૫** કોઇ પણ રૂઢીના બંધનમાં રહેવું તે તો ગુલામગીરી છે. જે જે અનિષ્ટ રૂઢિ હોય અને જનસમાજને એકંદરે હાનિકારક હોય તેને કોઇ પણ ભોગે તોડવાની પહેલ કરનાર મહાત્મા છે અને તે મહાન પુન્ય હાંસલ કરે છે.

**૫૬** લેખણ અને શાહીને એવો સ્નેહ છે કે લખતાં લખતાં શાહીથી લેખણ જૂદી પડે કે તુર્ત જ શાહી—અક્ષર સુકાઇ જાય. જો ન સુકાય તો તેના પર ધૂળ (રજ) પડે છે. એવો જ સ્નેહીઓનો સ્નેહ હોવા જોઇએ.

લિખત લેખણ સુકત હરફ, એહી સ્નેહકો મૂળ;
લિખત પણ સુકત નહિ, વાકે મુખપર ધૂળ.

**૫૭** પ્રેમાત્મા વ્યવહારથી પર હોય છે. તેઓને લોકાપવાદ કે લોકસ્તુતિની લાગણી થતી નથી, કારણકે નિંદા સ્તુતિ બન્ને ભ્રમણા છે.

**૫૮** જેમ ચંદનને ઘસવાથી કે બાળવા છતાં તે પોતાની સુગંધ કે શીતળતા ત્યજી દેતું નથી, તેમ સત્પુરૂષો ગમે તેવા દુઃખ-વિપત્તિમાં પણ પોતાની ઉત્તમતા ત્યજી દેતા નથી.

૫૯ દોષવાન–પાપીઓ પ્રત્યે તિરસ્કાર કરવો–તેવાને ત્યજી દેવા એ આત્મદ્રોહ છે. તેવાઓને પ્રેમથી ભેટી તેઓના પાપનું ભાન કરાવનાર જગતવંદનીય છે.

૬૦ પોતાનાં સંતાનોને સદાચારી અને નિર્ભય બનાવવાનો જેનો નિશ્ચય છે તેઓ જ ગૃહસ્થાશ્રમ માંડવાને અધિકારી છે. બાકીના તો વિષયના કીડા છે અને તેઓ પણ કીડા જ પેદા કરી પૃથ્વીને ભારે મારે છે.

૬૧ ક્ષમા, ધૈર્ય, અપક્ષપાતવૃત્તિ અને વિશાળ દૃષ્ટિ એ ચાર ગુણ જેનામાં ન હોય તે રાજ્યપદવીને લાયક રાજા નથી. તે તો પ્રજાપતિ ( પ્રજાનો માલિક ) નહિ પણ પ્રજાપતિ ( કુંભાર ) છે.

૬૨ છૂટી પડેલી ધૂળને પાણી તાણી જાય છે પણ એ ધૂળ એકસંપી થઇ તેઓ પાળરૂપે બને છે, ત્યારે તે પાણીના પ્રબળ પ્રવાહને પણ રોકી રાખે છે, અર્થાત્ ઐક્ય–સંપ એ તો સ્વર્ગીય આનંદ–સુખ છે.

૬૩ ટુંકી સોડ ( ઓઢવાનાં કપડાં ) વાળો માણસ સોડ કરતાં પગ વધુ લાંબા કરવા જાય તો કાંતો પગ ઉઘાડા રહે અથવા પગમાં લુગડું ભરાવી પગ ઢાંકવા લુગડું ખેંચે તો લુગડું ફાટે. તેમજ ગજા ઉપરાંત શક્તિ કે સાધનથી વધારે ડોળ કરવા જાય તો પરિણામે તે પાયમાલ જ થાય.

૬૪ જેઓની વૃત્તિ તદ્દન પક્ષપાતરહિત ન હોય તેવાઓએ ન્યાયનું કે પંચમાં બેસવાનું કામ કરવું તે પોતાના આત્માને ઠગવા સાથે પ્રભુનો મહાન્ શ્રાપ વ્હોરવા માટે જ છે.

૬૫ આયુષ્ય, ઘરની સંપત્તિ, ઘરની છાની વાત, મ મૈથુનની વાત, ઓસડ, દાન, માન, અને અપમાન, એ નવ વાનાં બહુ જ પ્રયત્નપૂર્વક ગુપ્ત રાખવાં.

૬૬ અધિકાર, ધન–વૈભવ, વિગેરે મળતાં જો પ્રભુભક્તિ–સેવાધર્મ ચુકાતાં હોય તો તેના કરતાં ગરીબાઇ ઉત્તમ છે, કારણકે ગરીબાઇથી પ્રભુત્વની પ્રાપ્તિ થાય છે. કેવો આનંદ !

૬૭ નદી, વૃક્ષ, અને સંત જનોનું જીવન પરહિતાર્થે જ છે, અને તેથી તેઓ જપ તપ કર્યા વિના પણ પરમ પદને પ્રાપ્ત કરી શકે છે.

૬૮ જેને સંપૂર્ણતાએ દેહાભ્યાસ છૂટયો છે તેને દેહથી થતાં શુભાશુભ કર્મોનાં બંધનો બંધાતાં જ નથી અને આત્મા સર્વમાં નિર્લેપ જ રહે છે.

૬૯ ધાન્યનો સંગ્રહ, વૈભવ–આબરૂ, વ્યવહાર મુજબ ધન-સંચય, સ્ત્રી–પુત્ર અને પશુધન એ પાંચ વાનાં જેને ત્યાં હોય તેને જ શ્રીપાંચ લખાય છે.

૭૦ ઘેર આવેલાને આવકાર આપવો, પાણી આપવું, સુવા બેસવાની જગ્યા આપવી, સ્થિતિ મુજબ ભોજન આપવું

અને જે કાર્ય માટે આવેલા હોય તે કાર્ય શક્તિ મુજબ કરી આપવું: આ પાંચ વાનાં જ્યાં છે તે ઘર છે અને ગૃહસ્થનાં ઘરનાં તે પાંચ રત્નો છે. એ પાંચ રત્નો વિનાનું ઘર તે ઘર નથી પણ સ્મશાન છે.

૭૧ કલેશ અને દ્વેષનો વારસો સંતાનોને આપી જનાર માબાપમાં અને સર્પમાં માત્ર આકૃતિ સિવાય બીજો જરાએ તફાવત નથી.

૭૨ ત્હમે ત્હમારા જ પૂર્વ અનુભવરૂપી ભૂમિકાપર સ્થિર રહીને અને ત્હમારી બુદ્ધિનો શુદ્ધ ઉપયોગ કરીને દરેક નિર્ણય કરો. જેના તેના દોરવાયા દરેક બાબતમાં દોરવાશો નહિ.

૭૩ બાહ્ય અને આંતર પ્રકૃતિને વશ કરીને આત્માના એ શુદ્ધ–મૂળ સ્વરૂપને પ્રકટ કરવું એ જ જીવનનું પરમ લક્ષ્ય અને સર્વોપરી ધર્મ છે.

૭૪ દેવ, ગુરૂ, રાજા, મિત્ર, માતા, પિતા, સસરા, સાસુ અને ઉપકારી એ નવની પાસે માન મૂકીને નમ્રતા રાખવી. નમ્રતા રાખવાથી જ કલ્યાણ છે.

૭૫ જેઓ માત્ર ખાવાપીવાની મોજ માટે જ જીવે છે તે તો વગર મોતે મરેલા જ છે. જ્ઞાનીઓ તો જીવવા માટે જ ખાય પીએ છે.

૭૬ જેવો ખોરાક તેવી બુદ્ધિ થાય છે. દીવો અંધારાને ખાય છે તો તે કાજળ જ આપે, બીજું શું આપે?

૭૭ પોથાપંડિતો જ્યારે વાદવિવાદમાં જ પોતાનાં કર્તવ્યને સંપૂર્ણ થયું માને છે ત્યારે કાંઇ પણ અક્ષરજ્ઞાન વિનાના—અનક્ષરી જ્ઞાનવાળા બહુધા મુંગા રહી પરમાત્મા સાથે મસ્તી ખેલે છે. પોથાપંડિતો એ મસ્તીથી બેનસીબ રહે છે.

૭૮ સર્પ અને દુર્જન એ બન્નેમાં સર્પ સારો, કારણ કે સર્પ તો કોઇ વખતે જ અને તે પણ તેને કાંઇ પણ નુકસાન થયું હોય તો જ દંશ દે છે, પરંતુ દુર્જન તો ક્ષણે-ક્ષણે—પગલે પગલે હેરાન કરે છે, કારણકે તે તો જન્મથી જ એવો છે.

૭૯ અનંત શક્તિમાન આત્મા ધારે તે કરવાને શક્તિમાન છે. પોતાના યથાર્થ સ્વરૂપને ઓળખી ઉદ્યમ કરવો જોઇએ.

૮૦ આ જીવનમાં જેણે એક પણ સત્કાર્ય કર્યું નથી તેને જ મરણ ભયંકર લાગે છે અને સત્કાર્ય કરનારને મરણ-પ્રસંગ આનંદદાયક લાગે છે.

૮૧ દાન ન દેવાથી દરિદ્રતા, દરિદ્રતાથી પાપમય પ્રવૃત્તિ અને પાપમય પ્રવૃત્તિથી નરકગતિની પ્રાપ્તિ થાય છે; માટે જ શાસ્ત્રકારોએ દાનને પરમ ધર્મ કહેલ છે.

૮૨ મેળવેલા જ્ઞાનનો ઉપયોગ—સ્વપરના હિત માટે ન થાય તો તે જ્ઞાન ગધેડાએ ઉપાડેલા ચંદનના ભાર જેવું નિરૂપયોગી છે.

૮૩ ખરો સુધારક તે જ કહેવાય કે જે પાપીનો પણ તિરસ્કાર કર્યા વિના અંતરના વિશુદ્ધ પ્રેમથી સુધારે. તે વિશુદ્ધ પ્રેમ એ દૈવી ગુણ છે.

૮૪ શુષ્ક હૃદયના ઉપદેશકોએ પ્રેમ–વિશુદ્ધ પ્રેમ નહિ કરવા બોધ આપ્યો છે અને એવા બોધવડે જ આ અમૃત-ઝરા પૃથ્વી વિષઝરા જેવી બની છે.

૮૫ વિશુદ્ધ પ્રેમામૃતના પાનથી મસ્ત બનેલા, પરનિંદા કરવાને, પરદોષ જોવાને કે કલેશ કરવાને જરા પણ નિવૃત્ત હોતા નથી. એ કામ તો જડ હૃદયવાળાનું છે.

૮૬ લોઢાના વહાણમાં બેસીને જો સમુદ્રના સામે કાંઠે પહોંચાય તો જ દંભથી કરેલા ધર્મથી આત્મિક સિદ્ધ થાય. બન્ને આશા વ્યર્થ છે.

૮૭ કપટ કે છળભેદ વિનાની જે સત્પ્રવૃત્તિ છે તે જ ધર્મ છે; પણ કપટ કે છળભેદવાળો જો ધર્મ હોય તો તે ધર્મ ગોળમાં છુપાએલ સોમલ જેવો છે.

૮૮ મન, વાણી, અને કૃતિ મહાપુરૂષોની એક જ હોય છે અને દુષ્ટ પુરૂષોની પ્રવૃત્તિમાં, મનમાં જૂદું, વચનમાં જૂદું, અને કરવાનું તો વળી જૂદું જ હોય છે.

૮૯ વિષય એ ઝેરરૂપ હોવા છતાં અજ્ઞાનીને અમૃતતુલ્ય જણાય છે.

૯૦ પોતે અનંત શક્તિમાન હોવા છતાં આત્મા અજ્ઞાનતાથી પોતાને નિર્માલ્ય માનીને દુઃખના ખાડામાં સડે છે, એ જ આશ્ચર્ય !

૯૧ જગતમાં ભૂંડ અને નિંદક એ બે એટલા માટે જ સર્જાયા છે કે—ગામની ગંદકી ભૂંડડા ખાઇને શુદ્ધ કરે અને મનુષ્યના પાપની ગંદકી નિંદકો ખાઇને—નિંદા કરીને શુદ્ધ કરે. બન્ને સરખા જ છે.

૯૨ જેણે આત્માને ઓળખ્યો તેણે આખા જગતને ઓળખ્યું. જેણે મન જીત્યું તેણે આખા જગતને જીતેલ છે.

૯૩ આ શરીર તે હું આત્મા નથી. તે છતાં લાંબા વખતથી શરીરમાં હુંપણાની માન્યતા થઇ ગએલ હોવાથી રાત-દિવસ દેહના સુખ માટે જ ચિંતા કરાય છે એ પામરતા છે.

૯૪ સરખી પ્રકૃતિ અને સમાન ગુણવાળા એકબીજાને સહજમાં ઓળખી લે અને એક બીજામાં ભળી જાય છે.

૯૫ કોઇ પણ વસ્તુ કે માણસની કિંમત તેની હયાતી—હાજરીમાં જેટલી નથી થતી—નથી સ્હમજાતી તેટલી તેના વિજોગથી સ્હમજાય છે, પણ પછી તો પસ્તાવાનું જ હોય છે. વિજોગમાં પસ્તાવું ન પડે માટે સંયોગમાં લાભ લઇ લેવો.

૯૬ હલકી જાતિ અથવા હલકા સ્વભાવના મનુષ્યને જો ઉંચ અધિકાર મળે તો તે ભાગ્યે જ તેનો સદુપયોગ કરી

જાણે છે. એવાઓ ઘણું કરી અધિકારથી બ્હેકી જઇ બીજાને ત્રાસરૂપ બની પોતાની અધોગતિ કરે છે.

૯૭ પૈસાથી કે વિદ્યાભ્યાસથી દુનિયાની દૃષ્ટિએ મોટા મનાતા પણ હલકા સ્વભાવના માણસો ઘણું કરી અંતે જાતિસ્વભાવ ત્યજી શકતા નથી.

૯૮ સત્ય એ જ મનુષ્યનું જીવન છે. સત્ય ગયું એટલે તે મનુષ્ય ચૈતન્ય વિનાના દેહ જેવો છે.

૯૯ ત્યાગીઓનો ધર્મ છે કે–ત્રાસ કે દુઃખ આપનાર પ્રત્યે પણ ક્ષમા કરવી અને વ્યવહારમાં રહેનારે તો–‘ થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ ’ એ સૂત્રનો ઉપયોગ કરવાનો છે. નિર્માલ્યને જગતમાં જીવવાનો અધિકાર જ નથી.

૧૦૦ અનુચિત કાર્ય કર્યા પછી પસ્તાવું પડે તેના કરતાં અનુચિત કાર્ય ન જ કરવું એ વધારે સારૂં છે !

૧૦૧ બીજા બધાના કરતા વૈરનાં મૂળ ઘણાં જ ઉંડાં અને મજબૂત છે, અને એ અનેક જન્માંતરસુધી નડે છે, માટે વરનાં બીજને ઉગતાં જ બાળી દેવામાં ડહાપણ છે.

૧૦૨ રોગ, અગ્નિ અને રાડ ( કલેશ ) એને તો જાણવામાં આવતાં જ દબાવી દેવાં એ જ મનુષ્ય કર્તવ્ય છે.

૧૦૩ મિથ્યાભિમાન–દંભના જેવી દુષ્ટતા જગતમાં બીજી કોઇ નથી. દંભથી વિશ્વાસઘાત જેવાં મહાન પાતકો કરવાં પડે છે. તો આત્માર્થીઓએ દંભને સર્વથા દૂર જ રાખવો.

૧૦૪ જેને લોભનો રોગ થાય છે તેને આંખે અંધાપો આવે છે અને એ અંધાપાને લીધે માતા, પિતા, સગાં-સંબંધી, મિત્ર કોઇને પણ દેખતો નથી. એ તો પોતાની લોભ-વૃત્તિને પોષવાને ખૂન કરતાંએ અચકાતો નથી.

૧૦૫ અન્યને શિખામણ આપવાની ટેવવાળાએ એ જ શિખામણ પોતાના જીવનમાં–વર્તનમાં છે કે કેમ તે પ્રથમ વિચારવું. પોતાના વર્તન સિવાય બીજાને શિખામણ આપવી તે ગધેડાના ભૂંકવા બરાબર છે.

૧૦૬ દરેક મનુષ્યે પોતે પોતાનાં વૈદ, પોતે પોતાના વકીલ અને પોતે પોતાના ગુરૂ થતા શિખવું જોઇએ.

૧૦૭ કોઇ પણ ઉપાયે મૃત્યુને અટકાવી શકાય તેમ નથી, એક દિવસ જવું એ નક્કી છે અને સાથે જગતના સ્થૂલ પદા-ર્થો કાંઇ પણ આવવાના નથી. આટલી વાત જો મનાતી હોય તો એવું કાંઇક કરી લેવું કે જે મૃત્યુ પછી સાથે આવ અને સંપૂર્ણ સુખ આપે.

૧૦૮ કોઇ પણ જાતનાં કષ્ટ–દુ:ખને સહન કરવાં અને તે પણ આનંદથી સહન કરવાની જેનામાં શક્તિ છે તે જ પરમ જ્ઞાનનો અધિકારી છે.

૧૦૯ મર્દ તે જ ગણાય કે જેણે પાંચે ઇંદ્રિયોના વિષ-યોને કબજે કરેલ છે–પોતાની ઇચ્છા મુજબ ઇંદ્રિયોનો ઉપયોગ

કરી શકે છે. બાકી જેઓ ઇંદ્રિયના વિષયોને અધીન બનેલ છે તે તો નામર્દ છે,

૧૧૦ પાંચે ઇંદ્રિયોમાં સહુથી વધુ નુકસાન જીભ કરે છે અને તે બોલવામાં અને ખાવામાં–તેની લોલુપતા અને અવિવેકતા–અનેક રોગને અને અનેકની સાથે વૈરને ઉત્પન્ન કરે છે. વખતે મૃત્યુ પણ કરાવે છે.

૧૧૧ જ્યાં દેહાધ્યાસ ટળી ગએલ છે એવા પ્રેમીઓમાં વિષયલાલસા કે ઇંદ્રિયજન્ય સુખભોગની કલ્પના પણ સંભવિત નથી. એ તો મોહની ગંધાતી ખાઇમાં પડેલ પામર મનુષ્યો જ વિષયાસક્ત હોય છે.

૧૧૨ ઝાઝાં મનુષ્યો કહે તે સાચું જ હોય છે, એવું માનવાની ભૂલ ન કરવી. અવતારી પુરૂષો પરમાત્માને ઓળખીને તેને સેવનાર–સત્કારનાર થોડા જ હોય છે. પરન્તુ તેવાઓને ધૂર્ત કહી નિંદનારા જગતમાં વધારે જ હોય છે.

૧૧૩ મહાન યોગીઓ પણ ન સાધી શકે તેવો પરમ સેવાધર્મ જેણે સાધ્યો છે અને સેવા એ જ જેનો જીવનમંત્ર છે તેવા કોઇ પણ મનુષ્ય કોઇ પણ વેશ કે કોઇ પણ જ્ઞાતિ–પંથના હોય તોપણ તે ક્ષણે ક્ષણે વંદનીય જ છે.

૧૧૪ જેમ ખોરાકનું અજીરણ થાય છે તેમ ધન, અધિકાર અને વિદ્યાભ્યાસનું પણ ઘણાને અજીરણ થાય છે. તે ત્રણેને પચાવી–જીરવી જાણનાર બહુ વિરલા જ હોય છે.

૧૧૫ લક્ષ્મીનું બીજું નામ દોલત ( બે લાત ) છે. તે જ્યારે આવે છે ત્યારે પાછળ વાંસામાં લાત મારે છે, તેથી છાતી બહાર નીકળી આવે છે. અને તેથી માણસ મોઢું અદ્ધર-ઉંચું રાખી ચાલે છે. જ્યારે લક્ષ્મી જાય છે ત્યારે છાતીમાં લાત મારતી જાય છે, તેથી મનુષ્ય બેવડ વળી જાય છે.

૧૧૬ ખાસ હસવાના પ્રસંગ વિના વાત કરતાં હસનાર, બે જણ વાતો કરતા હોય તેની વચમાં વગર બોલાવ્યો બોલનાર-તે વાતો સાંભળનાર અને ચાલતાં ચાલતાં ખાનાર એ ત્રણેને હીજડા—નપુંસક કહેલ છે.

૧૧૭ અસત્યનો પ્રચાર અને સત્યનું ખૂન જેટલા પ્રમાણમાં હાજી હા કરનાર હાજીયાશંકરોથી થાય છે તેટલા પ્રમાણમાં બીજા કોઇ કરી શકતા નથી. માખણદાસીયા હાજીયાશંકરોએ જગતને પાયમાલ કર્યું છે.

૧૧૮ કોઇ પણ પંથ—કોઇ પણ સંપ્રદાય—કોઇ પણ મતના વાડામાં પૂરાઇને પ્રભુ રજીસ્ટર થઇ ગએલ નથી કે અમુક પંથ—મત વિગેરેમાં ભળવાથી જ તે મળી શકે. પ્રભુપ્રાપ્તિ એવા મેંઢાનાં વાડામાંથી બ્હાર નીકળી સિંહ સમાન સ્વતંત્ર બનનારને જ—બંધન તોડનારને જ થાય છે.

૧૧૯ જેમ કોરા કાગળ ઉપર જેવી શાહીથી અને જેવા અક્ષરે લખવા ધારીએ છીએ તેવે લખી શકીએ છીએ, તેમજ

રાગ, દ્વેષ, મમત્વ, ઇર્ષ્યાદિથી રહિત કોરા મગજ કે હૃદય ઉપર જેવા સંસ્કારો પાડવા ઇચ્છીએ તેવા પાડી શકીએ છીએ.

૧૨૦ જેમ પાણી વિના દેહ ન ટકી શકે તેમ જ્ઞાન વિના આત્મા ન રહી શકે. એ બન્ને–પાણી અને વિદ્યાને ચોરનાર કે વેચનાર અધમાધમ છે.

૧૨૧ ગુણનો દ્વેષ કરનાર, ચાલતી કથાને ડોળી નાંખનાર, વિનાકારણે નિદ્રાભંગ કરનાર, અને બીજાની છાની વાત સાંભળનાર એ પાંચ જણ પરમ અધમ છે.

૧૨૨ ફરીવાર પાપ–ગુન્હો નહિ કરવાની સાથે થએલ પાપ–ગુન્હાનો અંતઃકરણપૂર્વક થતો પશ્ચાત્તાપ સર્વ પાપથી મુક્ત કરે છે. પશ્ચાત્તાપના જેવો પાપ બાળનાર કોઇ પ્રબળ આગ્ન નથી.

૧૨૩ બુદ્ધિમાન મનુષ્યની બુદ્ધિમાં, તેના વિચાર–વર્તનમાં જ્યારે મલિનતા આવે ત્યારે જાણવું કે–કાંતો મૃત્યુ અને કાં કોઇ મહાન વિપત્તિ ડોકીયાં કરી રહેલ છે.

૧૨૪ સ્થળાચાર, ભાષાચાર, સમયાચાર, અને કાર્યાચાર એ ચાર આચાર માંહેલા જેને એકેય આચારનું ભાન નથી તે સીંગડાં પુંછડાં વિનાનાં ચોખ્ખા પશુઓ જ છે. "**आचारः प्रथमो–परमो धर्मः**"

૧૨૫ વિશ્વાસઘાતી, કૃતઘ્ની, નિંદક, છીદ્રગ્રાહી અને દંભી એ પાંચે ગમે તેટલા દાન–વ્રત–તપ–જપ કરતા હોય તોપણ

તેઓ માટે તો નરકમાં જ સ્થાન છે.

૧૨૬ જેઓ પોતા પ્રત્યે વફાદાર નથી રહી શકતા તેઓ અન્ય પ્રત્યે વફાદાર કદિ પણ હોઇ શકે જ નહિ.

૧૨૭ મનુષ્ય કે પ્રાણી માત્રની ઉન્નતિનો રામબાણ ઇલાજ દઢતા-નિશ્ચયાત્મક વૃત્તિ સિવાય બીજો કોઇ નથી.

૧૨૮ જે મનુષ્ય-પોતાના દેહને અને ઘરને પવિત્ર રાખી શકતા નથી તેઓ અન્યની અપવિત્રતા જોઇ સુગ કરનાર કેટલો આત્મદ્રોહ કરે છે તેનું તેને ભાન નથી.

૧૨૯ પોતાને અગવડ જણાવી બીજા પાસેથી પોતે ઉઘરાણી કરવામાં જેટલી કાળજી રાખે છે તેટલી જ કાળજી સામાની અગવડ જાણી તેનું લેણું પતાવવામાં રખાતી હોય તો કેવું સારૂં ? ખરેખર! **स्वार्थान्धो नैव पश्यति.**

૧૩૦ ડાહ્યા મનુષ્યોનો વખત સત્શાસ્ત્રનાં વાચન અને શ્રવણમાં પસાર થાય છે અને મૂર્ખાનો વખત વ્યસન અને કલેશમાં પસાર થાય છે.

૧૩૧ ગુણી મનુષ્યો દરેક વસ્તુમાં ગુણ શોધે છે અને પોતે ગુણી બને છે, જ્યારે દુર્ગુણી મનુષ્ય દુર્ગુણ શોધી પોતે દુર્ગુણમય બને છે.

૧૩૨ વાચન અને શ્રવણ કર્યું ત્યારે જ ગણાય કે જ્યારે ફરીવાર વાંચવા કે શ્રવણ કરવાની જરૂર રહે નહિ.

# સ્ત્રીહિતશિક્ષા બત્રીસી.



૧ કહેવત છે કે-"એક સારી માતા સો (૧૦૦) માસ્તરનું કામ કરે છે." આ કહેવત સાચી ત્યારે જ થાય કે જ્યારે સ્ત્રી-માતા પોતે જ સત્કેળવણીથી કેળવાએલ હોય.

૨ પતિ, દેવ, ગુરૂ, અને વડીલ જનની શુદ્ધ ભાવથી ભક્તિ કરનાર સ્ત્રીને દેવો પણ વંદન કરે છે.

૩ ઘરનું કે પતિનું કોઇ પણ કામ કરવામાં નાનપ માનનાર સ્ત્રીનો સંસાર સુખી ન જ હોઇ શકે.

૪ પુરૂષોને માટે સ્વર્ગ કે નરકનાં દ્વાર ખુલ્લાં કે બંધ કરાવવાં એ સ્ત્રીઓની મરજીપર છે.

૫ પતિનાં કે સ્વસુર પક્ષનાં કોઇ પણ સંબંધીઓની નિંદા સાંભળનાર સ્ત્રીનું મ્હોડું જોવાથી પુણ્યનો નાશ થાય છે.

૬ નિવૃત્તિનો સમય જેનાં તેનાં ઘર ભાંગવામાં કે નિંદા કુથલી કરવામાં પસાર કરવા કરતાં રેંટીયા જેવી કલ્યાણકારક પ્રવૃત્તિમાં પસાર કરાય તો આ લોક અને પરલોકનું ભાતું બંધાય !

૭ પતિની અને ઘરની આબરૂ વધારવી-ધૂળ કરવી તે સ્ત્રીઓની ઇચ્છાની વાત છે.

૮ ગૃહકાર્યમાં આળસુ, બેદરકાર અને ઉડાઉ બનનાર સ્ત્રી ઘરને ઘોલકું બનાવી મૂકે છે.

૯ આંગણે આવેલ અતિથિને યોગ્ય સત્કાર કરી દાનપુણ્ય કરનાર–ભક્તિ કરનાર સ્ત્રી ઘરનાં સર્વ પાપને નાશ કરે છે.

૧૦ પીયરની સંપત્તિને ગર્વ કરનાર કે સ્વસુર પક્ષની ગરીબાઈ ગાનાર બન્ને પક્ષમાં વૈર અને ભયંકર કલેશ કરાવી પોતાનું જીવન ધૂળ કરે છે.

૧૧ ધર્મક્રિયાના ઉજ્વળ પડદા નીચે રહી કાળાં કમ કરનાર સ્ત્રી અધમાધમ છે.

૧૨ કુળમર્યાદાને લોપ કરી જગતમાં ડાહ્યા થઈ ફરવા કરતાં કુળમર્યાદા સાચવવી એ પરમ કલ્યાણકારક છે.

૧૩ મીલનાં કે વિલાયતી કાપડાંમાં મોહ રાખનાર અને ખાદી નહિ પહેરનાર સ્ત્રીઓ દેશ–ધર્મ અને પરિણામે પોતાના આત્માને ભયંકર દ્રોહ કરી પાપમાં પડે છે.

૧૪ સ્ત્રી એટલે ઘરને મોભ. જેમ તે મોટાઈનું માન લેઇ શકે છે તેમ માનાપમાનના ખીલા પણ આનંદથી સહેવા જ જોઇએ. સ્ત્રી અને મોભ જો સડેલા હોય તો તે ઘરને નાશ થતાં કેટલી વાર ?

૧૫ જો ભણતરને ઉપયોગ માત્ર સ્વચ્છંદતાને પોષવામાં કે અનીતિના માર્ગે વધવામાં જ થતો હોય તો તેવા ભણતર

કરતાં અભણ રહેવું એ જ વધારે લાભદાયક છે.

૧૬ સ્ત્રી એટલે દયા અને પ્રેમની મૂર્તિ, સત્ય અને શીયળની સાક્ષાત્ પ્રતિમા. એવી સ્ત્રીનાં દર્શન કર્યે અનંત જન્મનાં પાપ પ્રલય થાય છે.

૧૭ ઘરેણાં કે વસ્ત્ર અથવા એવી જ કોઇ હલકી વસ્તુને માટે પતિની સ્થિતિનો ખ્યાલ કર્યા વિના પતિ વિગેરેને પજવનાર સ્ત્રીને કઇ હલકી ઉપમા આપવી તે સ્હમજાતું નથી.

૧૮ કોઇ પણ જાતના પક્ષપાત વિના સર્વની યોગ્યતા મુજબ સેવા કરવી એ તો સ્ત્રીઓનું જીવનસૂત્ર જ હોય.

૧૯ ઝાઝા પુત્રની માતા ગણાવામાં જીવનની ધન્યતા નથી, પણ સદ્‌ગુણી પરાક્રમી પુત્રની માતા થવામાં જ છે.

૨૦ બીજાને સુખી જોઇને રાજી થવું તે પોતાને સાં સુખને આમંત્રણ આપવા બરાબર છે.

૨૧ બીજાને દુ:ખી જોઇને રાજી થવું તે પોતાને સાં દુ:ખને આગ્રહથી નોતરૂં આપવા બરાબર છે.

૨૨ માતાના સારા માઠા સંસ્કારો ગર્ભમાંથી જ બાળકો ઉપર અસર કરે છે એટલે બાળકોને સજ્જન કે દુર્જન બનાવવા તે માતાના હાથમાં છે. જેવું વર્તન તેવાં બાળકો.

૨૩ કુટુંબ કે ભાઇ વચ્ચે કલેશ કરાવનાર સ્ત્રીઓના પ્રતાપે જ સ્વર્ગ જેવો સંસાર નરક જેવો બની રહ્યો છે.

૨૪ જે સ્ત્રી મન શરીર અને ઘરને અપવિત્ર રાખે છે તે સ્ત્રી નરકના કીડા સરખી છે.

૨૫ હૃદયની નિર્મળતા—પવિત્રતાથી દુખના કડવા ઘુંટડાને પણ ગળી જઈ જે સ્ત્રી હમેશાં આનંદી સ્વભાવની રહે છે તે પોતે અને આખા ઘરને આનંદમય બનાવે છે.

૨૬ જે સ્ત્રીમાં દયા નથી, દાન નથી, ધૈર્ય નથી, સહન-શીલતા નથી, શીલ નથી, સંતોષ નથી, તે સ્ત્રી સંસારમાં—જગતને બોજા રૂપ જ છે.

૨૭ સ્થિતિને અનુકૂળ આનંદથી વર્તનાર સ્ત્રીના ઘરમાં દેવો બાળક રૂપે આવીને રમે છે.

૨૮ જમાનાની ખોટી ફેશનના ફાંસામાં ફસાઇ જે સ્ત્રી કુંકુમ ચાંલ્લો વિગેરે સાભાગ્યચિન્હો ધારણ કરવામાં અને વારંવાર ફુટતી કાચની બંગડીઓમાં જ સૌભાગ્ય માને છે તે પોતાનું અને ઘરનું કેટલું અમંગળ કરે છે તેનું તેને ભાન નથી.

૨૯ જેમ દેવના નિવેદ કરતી વખતે વસ્ત્ર શરીર અને ભાવના પવિત્ર રાખવાની કાળજી રખાય છે તેથીએ વિશેષ કાળજી પતિ—સાસુ—સસરા વિગેરે સાચા દેવને જમાડવાને યત્નાથી રસોઇ કરવામાં પવિત્રતા રાખવામાં કરવી જોઇએ.

૩૦ આતભક્તિમાન થવા જતાં ધર્મ કે શીયળથી ભ્રષ્ટ થઇ ન જવાય તેને માટે પ્રથમથી જ ખ્યાલ રાખવો.

૩૧ સ્ત્રીઓ આપસઆપસમાં લડતાં જ્યારે થાકે છે ત્યારે
ટે કહે છે કે "બાળ્યાં તેવા બળશો અને ઠાર્યાં તેવા
શો." આ કહેવત પોતાના જીવનને કેટલું લાગુ પડે છે તે
ન્તિથી વિચારે તો ?

૩૨ સહુવારમાં નિદ્રાથી મુક્ત થઇ પતિ-સાસુ વિગેરે
તાનાં પૂજ્ય વડીલોને નમ્ર ભાવે વંદન-નમન કરનાર સ્ત્રી
ઘરને સ્વર્ગ બનાવે છે.

## નવું.



શ્રીમાન કલાપી કહે છે કે-

"કોએ નવું નથી થયું નવ થાય કો દી."

આ કથન અક્ષરશઃ સત્ય છે, કારણકે જગતમાં
નવું તો કાંઇ છે જ નહિ, માત્ર એક બીજાનાં રૂપાંતરો જ
થયા કરે છે અને આ બધી રમત બાવન અક્ષરની છે.
એ બાવન અક્ષરને આડા અવળા સહુસહુની બુદ્ધિ અનુ-
સાર ગોઠવી પોતપોતાના મનથી આનંદ માને છે. એ
આનંદમાં સહુને યોગ્ય રીતે ભાગ લેવાનો હક છે. એ હક
ભોગવવો કે નહિ તે સહુની પોતપોતાની મરજીની વાત છે.

અમારૂં તો સર્વ કોઇને સમભાવે આમંત્રણ છે કે એ બાવન અક્ષરની ગુલગુલાંટીની રમતમાં સમભાવે ભાગ લેવા સહુએ આવજો અને જે જે દાવ—જે જે રમત ઠીક લાગે તે રમી જઇ-વાંચન કરીને મનને મ્હેલાવજો. એ આનંદમાં બીજાને-આ રમતડીથી ( આ પુસ્તકથી ) અજ્ઞાતને પણ સસ્નેહે આગ્રહપૂર્વક આમંત્રી સાથે લેતા આવજો-રમતમાં-જ્ઞાન ગોષ્ટામાં સાથે ભેળવજો. પરિણામે એક વાર આખા જીવનમાં-વધુ નહિ તો માત્ર એક વાર પણ નિર્દોષ બાળક જેવા બની જજો. જીવનનો આનંદ સ્નેહથી લૂંટજો. એટલું તો ચોક્કસ કરજો કે- સર્વ દ્વેષ-વૈર-ઇર્ષ્યાને ભૂલી જઇ પ્રભુના પ્રેરેલા આ જ્ઞાનબગીચામાં આનંદથી કેલી કરજો.

અને સાથે—

હું-તુંના ભેદને ભૂલી જઇ પરસ્પર સ્નેહી-સાચા સ્નેહી બનજો. જે જીવનમાં સ્નેહ નથી તે જીવનને જીવન કહેવું એ જ મૂર્ખતા-અજ્ઞાનતા છે. જેને એક વાર-ત્હમારી જીભથી " મ્હારા " કહીને બોલાવ્યા હોય અથવા બોલાવો તેનાથી કદી પણ પારકા-કરશો નહિ; પછી ભલે જેને ત્હમે ત્હમારા માન્યા કે કહ્યા હોય તેને દુનિયા અધમા-

ધમ કે દુષ્ટમાં દુષ્ટ માનતી હોય. દુનિયા ત્હેનો સર્વથા ત્યાગ કરતી હોય પણ ત્હમે તો તેની સાથે-તે આત્મા સાથે નદી અને સાગરનાં પાણીની માફક એકમેક રહેજો, અને એ સ્નેહની એકતાથી જે આનંદ ઉત્પન્ન થાય તે આનંદમાંજ મૃત્યુ થાય-દેહનો અંત આવે એવુંજ કરજો. એ પણ એક નિશ્ચય કરી રાખશો કે-જગતમાં જેને એક પણ સ્નેહી નથી તેનું જીવન વગડાનાં વસનાર પશુ કરતાં પણ વધારે અધમ છે. આથી વધારે જ્ઞાનીઓ આપણને શું કહે ?

સ્નેહીઓના ચરણમાં સર્વસ્વ અર્પણ કરી, સ્નેહીઓથી સર્વથા લુંટાઇ જઇ તેમાં જ જીવનસમાપ્તિનો આનંદ કોઇ પરમ ભાગ્યવાન જ પ્રાપ્ત કરી શકે છે. ધન્ય છે, વંદન છે, એવા ભાગ્યવાનોને. એ અર્પણનો આનંદ અને અર્પણ અનંત દયાળુની દયા થયેથી જ થાય છે અને ત્હમે જ્યારે સ્વાર્પણ કરતા થયા ત્યારે ખાત્રીથી માનજો કે એ અનંત દયાળુની દયા ત્હમારા પર પૂરેપૂરી થઇ ચુકી છે અને એ પ્રભુની સાથે એક જ આસને બેસવાનો અધિકાર ત્હમને મળી ચુકયો છે.

આટલું અર્પી શકું છું: આ-અમુક નથી અર્પી શકાતું: એવી દુષ્ટ ભાવનાનુ ઝેર થોડું પણ જો ત્હમારા-

માં રહી જશે તો પ્રભુનું નામસ્મરણ કરવાનો પણ ત્હમને અધિકાર નહિ રહે, એ પણ ખાત્રીથી માનજો; અને સાથે એ પણ ચોક્કસ માનજો કે પાપ પુણ્યની ભ્રમણાને સ્નેહના અગ્નિમાં બાળીને ભસ્મ કરજો.

આવું આવું આ પુસ્તક વાંચવાથી જો કાંઇ પણ બને તો પછી તે જુનું હોય કે અજ્ઞાન-અહંતાથી કહેવાતું નવું હોય, તે તરફ લક્ષ ન આપશો. જુનું-નવું કરતાં અને એવી ભેદ ભ્રમણાની જાળમાં સપડાઇને કંઇક પામર જીવો જગતમાં જ્ઞાની મનાતા છતાં એવા તો સંસારસમુદ્રમાં રખડી પડ્યા છે કે જેને હજુ કાંઠો કઇ દિશાએ છે તેનોએ ખ્યાલ નથી થયો. ત્હમે એવું ન કરશો. કલાપી કહે છે તેમ,

**જુની નવી ના કાંઈ તાજી એક યાદી આપની.**

લિ૦ સદાનંદી

જૈન મુનિ છોટાલાલજી.



# પ્રભુમય જીવન.



[તોટક છંદ.]

મુજ જીવન આ પ્રભુ તું થી ભરૂં,
બળ દે અભિલાષ હું એહ પૂરૂં;
મુજ દેહ વિષે વળી આતમ વિષે,
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે. ૧

મુજ રક્ત વિષે મુજ નાડી વિષે,
મુજ દૃષ્ટિ વિષે મુજ વાણી વિષે;
મુજ તર્ક વિષે મુજ કર્મ વિષે,
પ્રભુ ! વાસ વસો મુજ મર્મ વિષે. ૨

શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ ! વ્યાપી રહો મુજ અંતરમાં !
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું,
બન પ્રેરક ચાલક શાસક તું. ૩

ધરીને ઉરમાં રસની પ્રતિમા,—
જહીં ઉન્નતિનો સ્થિર છે મહિમા—
સ્મરી આકૃતિ એ નિજ પીંછી ધરે,
અનુસાર જ ચિત્ર પછી ચિતરે. ૪

જયમ ચિત્રક એ મનમૂર્તિ વડે,
બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે;

ત્યમ જીવનના પટની ઉપરે,
મુજ લેખન તે તુજ સાક્ષી પૂરે. ૫
પ્રભુ ! મુદ્રિત અંકિત તું હૃદમાં,
કૃત આ બધી ત્વન્મય હો જગમાં;
મુજ વર્ત્તનથી છબી જે બની રે,
તુજ ઉજ્જવળ રૂપની ઝાંખી હોએ. ૬

રા. બા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ.

---

## स्वर्गगीत.



[अंजनी गीत.]

ખોવાએલાંને બોલાવો, સ્વામીનો સંદેશો કહાવો;
પગ ધોવાને પાણી લાવો, ખોવાએલાને માટે !
આવો મ્હેલ ઉઘાડો આવો, દોરી દોરી દોરી લાવો,
આવોને ગાતા સ્વામીને, ખોવાયાં સાથે !
ભૂખ્યાંને ભોજનમાં લાવો, તરસ્યાંને દ્રાક્ષારસ પાઓ;
પાથરજો હૈયાં થાકયાંને, લાવો ખોવાયાં સૌને !
ના ખોવાયાં ના તરસ્યાં છે, ખોવાયાં ભૂખ્યાં તરસ્યાં છે;
સાથ તજી એવામાં જાઓ, ખેવાયાં લાવો !

કલાપી.

---

# પ્રભુની પાઠશાળા.



[ગઝલ]

અમે ચેલા બધા ઘેલા, પ્રભુની પાઠશાળાના!
અમે ઘેલા અને મેલા, પ્રભુની પાઠશાળાના!
અમારામાં કશો ના માલ, અમે તો મૂર્ખ ને કંગાળ;
છતાંએ બાળકો છઇએ, પ્રભુની પાઠશાળાનાં!
અમે ઘેલા બધા ચેલા, પ્રભુની પાઠશાળાના!
અમે ઘેલા અને મેલા, પ્રભુની પાઠશાળાના!

મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત)

# પ્રભુમાં સર્વ ત્હારૂં છે.



[ગઝલ.]

જગતમાં કોઇ જો ત્હારા, દિલાસા કો ન દેનારા;
નહિ દોસ્તો નહિ વ્હાલા, પ્રભુમાં સર્વ ત્હારૂં છે. ૧
કર્યા જો આશના બહુ તો, કસી જોયા વળી બહુ તેં,
નીવડતા હેમ પત્થર તો, પ્રભુમાં સર્વ ત્હારૂં છે. ૨
પ્રભુ જંગલ તણું બુલબુલ, પ્રભુતો બાગનું છે ગુલ;
પ્રભુ સંભારતા દિલ ડૂલ, પ્રભુમાં સર્વ ત્હારૂં છે. ૩

સદાએ એક દિલ રાખી, પ્રભુની બંદગી કરવી;
હમેશાં વાંચ્છના ધરવી, પ્રભુમાં સર્વ ત્હારૂં છે. ૪
થશે તે રાહબર જ્યાં ત્યાં, હશે શ્રદ્ધા અટલ તેમાં;
તું કર ગુણ ગાન માલિકનાં, પ્રભુમાં સર્વ ત્હારૂં છે. ૫

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

---

## વશીકરણ.



[ઓધવજીના સંદેશાનો રાગ.]

જાણો તો વશીકરણી વિદ્યા જાણજો,
અબળા સે'જે સબળ થશે સંસાર જો;
મંતર જંતર તંતર જૂઠાં ભામણાં,
જીભે મીઠા મન મીઠા સુખ સાર જો. જાણો. ૧
જાપ અજપ પ્રીતિ નામ જપો મનથી તમે,
વ્રત પતિસેવા તન મનથી સચવાય જો,
દીક્ષા લો રતિપતિની સાચી નિર્મળી,
માગો વર પર સુખમાં ભેદ ન થાય જો. જાણો. ૨
પ્રેમ તણો રસ ઝીલ્યો સીતા રામશું!
એ રસ પીધો ગોપી શ્યામ શરીર જો;
સાવિત્રી મીરાં સર્વે એમાં ગળ્યાં,

દ્રૌપદી તારા મંદોદરી સતી શિર જો. જાણો. ૩
દોરી પ્રેમ તણી જગજીવન જાણજો,
એણે બાંધ્યા નવ છોડયા છોડાય જો;
રૂપ રંગ રસ સાંખ્યા ઉખડે સેંજમાં,
અંગ પડે પણ પ્રેમ નહિ પલટાય જો. જાણો. ૪
પ્રેમ થકી જગ ભાસે સઘળું એકમાં,
એક રસે દૃઢ ભક્તિ ભજે ગુણવાન જો;
મૂરખ પ્રેમમણિનું તેજ ન ઓળખે,
અથડાઇ મરતા પણ ન લહે સાન જો. જાણો. ૫
વશ તેને પ્રભુ જે રસ જાણે પ્રેમનો,
વૃક્ષ જંતુ જલ જનનો તે શો ભાર જો;
વિષ અમૃત ઝટ અગ્નિ શીતળ ઉકળે,
એવાને મુજ વંદન વારંવાર જો. જાણો. ૬

મણિલાલ નભુભાઇ દ્વિવેદી.

---

## વ્હાલાં પ્રાણ.



[ચતુષ્પદી.]

એ તો એક જ વ્હાલા પ્રાણ, જે દિલ વસિયા દેવ સમાન;
એ તો એક જ વ્હાલા પ્રાણ, જેને શરણે મળે વિરામ. ૧

એ તો એક જ વ્હાલા પ્રાણ, જે શું લાગી પ્રીતિ પુરાણ;
એ તો એક જ વ્હાલા પ્રાણ, જે શું બનિયે રસ મસ્તાન. ૨
એ તો એક જ વ્હાલા પ્રાણ, જેનું દિલ દરિયાવ સમાન;
એ તો એક જ વ્હાલા પ્રાણ, જે આપે પ્રભુતાનું ભાન. ૩
એ તો એક જ વ્હાલા પ્રાણ, જે શું લાડીલા લ લ્હાણ;
એ તો એક જ વ્હાલા પ્રાણ જેના થઇ રહીએ વેચાણ. ૪

લલિત.

---

## ब्रह्मजन्म.



આપે મ્હને નવરાવ્યો! ઓ! નાથજી!
આપે મ્હને નવરાવ્યો!
રંક ગરીબ હૂં ભાવ્યા! ઓ નાથજી! આપે મ્હને.
શબ્દ સરોવર! તારક! ભર્તા!
સ્નેહ સુધા છવરાવ્યો! ઓ! નાથજી! આપે મ્હને.
ભૂખ હતી શિવની કરૂણાની,
ભાખર શો ખવરાવ્યા! ઓ! નાથજી! આપે.
અદ્દભુત પાઇ શરાબ કશાનો,
નાદ નવો ગવરાવ્યો! ઓ! નાથજી! આપે.
તારા મહીં નિજ સ્નેહે સુવાડી,
નર્મદાને ધવરાવ્યો! ઓ! નાથજી! આપે.

મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત).

## અનન્ત વાત્સલ્ય.



આપ જ આવા તો જોયા ! પિતા ! પ્રભુ !
આપ જ આવા તો જોયા !
મેં તો માનેલૂં કે ખોયા ! પિતા ! પ્રભુ !
આપ જ આવા તો જોયા.
દુર્બલ, દીન, નિરાશ, બળેલો,
દૂરથી દેખી શૂં રોયા ! પિતા ! પ્રભુ !
આપ જ આવા તો જોયા !
પંકનિમગ્ન હતા ચરણો તે
પોતે દયાથી શું ધોયા ! પિતા ! પ્રભુ !
આપ જ આવા તો જોયા !
સ્વચ્છ કરી જખમો સહુ જૂના !
લેપ લગાડીને લોહ્યા ! પિતા ! પ્રભુ !
આપ જ આવા તો જોયા;
મેં તો માનેલૂં કે ખોયા ? પિતા ! પ્રભુ !
આપ જ આવા તો જોયા ! પિતા ! પ્રભુ !

મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત)



## अंतिम याचना.



[शार्दूलविक्रीडित]

વ્હાલા ! આમ જ શું મ્હને ત્યજી દીધી નિષ્ઠુર હૈયું કરી ?
વ્હાલા ! જે દિન નિર્ગમ્યા સુખદુ:ખે તે સાંભરે ના જરી ?
વ્હાલા ! જે વચનો દીધાં પ્રણયનાં એકાન્તમાં ત્હેં મને,
વ્હાલા ! કૈં ન ચડે અરે ! સ્મરણમાં એમાંથી આજે ત્હને ? ૧
મ્હારા મિત્ર છતાં પ્રભુ ! નવ રૂચ્યા જે જે ત્હમોને અરે !
તે તે સર્વ તજ્યા ગણી અગ્નિસમા ના કોઇ મ્હારૂં મળે,
મ્હારા શત્રુ છતાં હતા સુહૃદ જે વ્હાલા ! ત્હમારા જરા,
તે સૌને મુજ મિત્ર તુલ્ય ગણ્યા ના ! ના ! ન ચૂકી જરા. ૨
મીઠી માત ત્યજી તજ્યા જનકને ભ્રાતા ભગિની સહુ,
સ્નેહી સર્વ હતા અહો ! સ્વજનને ત્હેને વિસાર્યા બહુ;
મ્હારૂં વૃંદ સખીતણું ગૃહ વળી મીઠું અરે ! મ્હેં તજ્યું,
છોડી જે ન શકાય જન્મભૂમિ તે ત્યાગી ન કૈં સંગ્રહ્યું. ૩
આશા અંતરમાં પ્રભુ ! રહી નથી કૈં એ પ્રતિકારની,
કિન્તુ એક જ યાચના વિલસતી જે બોલવા હામ થઇ;
વ્હાલા ! સસ્મિત વ્હેણુ એક વદી તું શુદ્ધાત્મના સ્નેહથી,
આધિવ્યાધિ અનેક જેથી વિસરી સૌખ્યે મરૂં શાન્તિથી. ૪

---

# વચન અને કર્મ.



[શિખરિણી.]

રચ્યાં કાવ્યો રૂડાં કંઇ અવનવાં પુસ્તક લખ્યાં,
સભાઓમાં મ્હોટા સ્વર થકી બહુ ભાષણ કર્યાં;
છટાથી જ્યાં ને ત્યાં વચન અતિ ઉદ્દામ ઉચર્યાં,
વળ્યું શું જો એવાં વચન કૃતિમાં ના જ ઉતર્યાં ? ૧
પ્રીતિ કેરા પાઠો અવર જનને કૈંક શિખવ્યા,
"અરે ! ઓ બંધુઓ ! પ્રીતિમય બનો" એમ પ્રલપ્યા;
વળ્યું શું એથી જો વચન સહુએ નિષ્ફળ વહ્યાં ?
અને પોતાના એ હૃદય શુચિ પ્રેમે નવ દ્રવ્યાં ? ૨
"સ્વભૂમિને માટે જીવન સઘળું અર્પણ કરો,
મચ્યા રહો ! આપી દ્યો સકળ ! હૃદયે લેશ ન ડરો !"
કહ્યું એવું એવું પણ ન કંઇ એ હાથથી કર્યું,
ભળે શૂન્યે સૂનું વચન મુખથી જેહ નીસર્યું. ૩
"પ્રભુની પ્રીતિ તે સકળ સુખનું કારણ મહા,
ભજો તેને ભાવે નવ વિસરશો આ અવનિમાં;"
બની મ્હોટા જ્ઞાની વચન કૈં કૈં ગંભીર વદ્યા,
છતાં એ કર્મોમાં નિયમ પ્રભુ કેરા નવ ગણ્યા. ૪
"દયા પ્રીતિ એના ઉપર સઘળી ધર્મ રચના,"

વહ્યાં એવું એતું હૃદય ન કદાપિ દ્રવી શકયાં,
નહિ દાઝયાં દેખી દુઃખ અવરનાં લેશ દિલમાં,
નહિ ભીંજાયાં નેનો નિરખી વસમા ન્યાય જગમાં. ૫
"તજો ખોટા ભેદો મમત અભિમાનો પરિહરો,
તજો ટૂંકી બુદ્ધિ કંઇક મન મ્હોટાં પણ કરો;"
કહ્યું એવું તોએ નિજ હૃદયમાં ફેર ન પડચો,
નજીવી વાતોમાં સ્વજન થકી એ તું લડી પડ્યો. ૬

અનુષ્ટુપ્.

વિચારો વચનો ત્હારાં, પ્રૌઢ ને શુભ હો ભલે;
પરિપાક નહિ એનો, થશે શું કાર્યમાં હવે? ૭

**મોહનલાલ પાર્વતીશંકર દવે.**

---

## दीव्य दिलडुं.



[शार्दूलविक्रीडित.]

કોઇએ અપકાર બેહદ કર્યો નિષ્ઠુરતા વાપરી,
આપે અંતરથી ક્ષમા ભૂલી બધું સ્વર્ગીય શાંતિ ધરી;
આપે યોગ્ય પ્રસંગ તો ભલું કરી તેનું ખુશી થાય છે,
નક્કી આ ગુણયુક્ત માનવતણું તે દિલડું દીવ્ય છે. ૧

વ્યાધિગ્રસ્ત, અપંગ, દીન જનને જોઇ દયા ઉદ્ભવે.
હૈયું કોમળ તે ક્ષણે પીગળીને આંખેથી આંસુ દ્રવે;
આપીને બનતી સહાય દુઃખીને ત્યાંથી પછી જાય છે, ન૦ ૨
ઘેરે આફત મોટી ચોતરફથી ત્હોયે જરા ના ડરે,
મારી લાલચ લાતથી દૂર કરે નીતિપથે વિચરે;
સ્વપ્ને સંગ અસત્યનો નવ કરે સાચું સદા માન્ય છે, ન૦ ૩
ગર્વે ના છલકાય લાભ મળતાં ગંભીરતા રાખીને,
આવે ખોટ અપાર ત્રાસી ન જશે તે દુર્દશા દેખીને;
મૂકે જે સ્થિતિમાં પ્રભુ સુખ ગણે હંમેશ સંતુષ્ટ છે, ન૦ ૪
વિદ્યા પ્રાપ્ત કરે વિવેક સહજે ને દાન તેનું કરે,
મિથ્યા વાદ તજે ગુરૂ વચનને પ્રીતેથી હૈયે ધરે;
ધિક્કારે નહિ મૂર્ખને કદિ જરા વિદ્વાન સૌ વંદ્ય છે, ન૦ ૫
પાણી ને પય મિશ્ર હંસ નિરખી તે દૂધ ચૂસી જશે,
બાકી જે જળ પાત્રમાં પડી રહ્યું ચિન્તા ન તેની થશે;
એ રીતે અવગુણ ગુણ પરના જોઇ ગુણો પૂજશે, ન૦ ૬
જેનો છે ઉપકાર ભાર અતિશે તે પૂજ્ય માબાપની,–
સેવા શુદ્ધ મને કરે દઢ બની કર્તવ્ય મ્હોટું ગણી;
રાખે સંપ કુટુંબમાં વડીલને ભાંડુ પ્રતિ સ્નેહ છે, ન૦ ૭

સાકરલાલ પુરૂષોત્તમ શુકલ.

# केटलाक श्लोको.



[मंदाक्रान्ता.]

જોવી જેને નઝર ન પડે વક્ર તાલેવરોની,
ખાયે જેઓ ઉદર ભરીને પંક્તિ દુર્વાકુરોની;
ઠંડા વારિ નદી સરતણા પી નીરાંતે ભમે છે,
તેવી સાદી હરિણ શિશુની જીંદગાની ગમે છે. ૧
જે ચીજો કે વસુવિભવથી લોકને મોહ થાય,
ને જે મોહે હૃદય જનનાં પાપ માટે તણાય;
એ પૈસો કે વિભવ અમને સ્વપ્નમાંયે હશો માં,
એવાં હોયે સુકૃત કદી તો સુકૃતોયે થશો માં. ૨
શત્રુઓનું પણ હૃદયથી જે ભલું ઇચ્છનારા,
દુઃખી દેખી અવર જનને દુઃખી જેઓ થનારા;
જે પોતાનાં પરજન વિષે ભેદ ના લેખનારા,
એવા વાંસે હરિહર ફરે થૈ સદા ચોકીવાળા. ૩
જોકે ક્યારો સલિલથકી હું સર્વદા રાખું લીલો,
તોયે જ્યારે ઋતુસમયમાં મોસમી એ ન ખીલ્યો;
ત્યારે તો જે બહુ શ્રમ કરી પાઇને પ્રેમપાણી,
ઉછેર્યો મ્હેં કુમળી વયથી તે થયું ધૂળધાણી. ૪

મારી આખી અવનિપરની જીંદગાની વિષે મેં,
રાખી હોયે મુજ અરિપરે દૃષ્ટિ જે રીતની તે;
એવીયે જો મુજ ઉપર તું રાખશે શ્રી મુરારિ,
તોય ત્હારો અનૃણી થઇને પાડ માનીશ ભારી. ૫

સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી.

---

## ना त्यागो.



[ओधवजीना संदेशानो राग.

ખોવાએલા સ્નેહીને લાવો ત્હમે!
પ્રભુતણાં જે ભૂલ્યા પુનિત ધામ જો;
પોતાને પણ ભૂલ્યા દેહાધ્યાસથી,
લાવો એને દઇએ કંઇ આરામ જો;
ના ત્યાગો એ માનવ બંધુ આપણા. ૧
સંયોગોને વશવર્તી એ ભૂલતા,
તો કયમ કરીએ એવા બંધુ દૂર જો?
કર્મોના કીચડમાં એ મુંઝાય છે,
નિર્મળ કરવા એવાને લઇ ઉર જો. ના ત્યાગો૦ ૨
સ્થૂલ દેહના દોષો ના જોશો કદિ,
જોજો ત્હેમાં અવિનાશીનું રૂપ જો;
નાનાવિધ ભાજનમાં શું જોશો ત્હમે?

દેખો એ ભાજનમાં રૂપ અનુપ જો. ના ત્યાગો૦ ૩
આ જગમાં કોઈ ભાજન એવું બતાવશો,
દોષરહિત ને ગુણ સર્વે ભરપૂર જો;
ભાજન છુટયે દોષ સહુ પણ છુટતા,
જળહળતું દેખાશે આંતર નૂર જો. ના ત્યાગો૦ ૪
अप्पा सो परमप्पा જાણો સર્વને,
ભેદદષ્ટિને ત્યાગો જે દુઃખકાર જો;
मित्ती मे सव्व भूएसु એ સૂત્રને,
લઘુજીવનમાં ઉતારો સુખકાર જો. ના ત્યાગો૦ ૫
જૈન મુનિ શ્રી છોટાલાલજી.

---

## ए मथी जोइतुं.



[राग · परना.]

ધર્મ તજાવે ને વળી વૈર વધારતું,
ન્યાય નીતિને કરતું એ વળી દૂર જો;
સ્વપ્નામાં પણ જે ધન સુખને ના દીયે,
લૂંટે જીવનરસને આંતર નૂર જો (એવું ધનસુખ)
આ જીવનમાં એ નથી જોઇતું માહરે. ૧
માતપિતાની ભક્તિને ભૂલાવતી,
કુટુંબ કબીલે કરતી ઝાઝું જોર જો;

વિષયારસની જાળોને જે પાથરે,
રખડાવી સંસારે કરતી કેર જો.
એવું સ્ત્રીસુખ ) આ જીવન૦ ૨
સ્વપ્ને પણ ના છૂટ્યો દેહાધ્યાસ ને,
શરીરતણાં સુખ માટે કીધાં પાપ જો;
આત્માના ઓજસ્‌ને ના દેખ્યા કદિ,
અંધ થઇ મ્હેં વેઠ્યાં દુઃખ અમાપ જો.
( એવું તનસુખ ) આ જીવન૦ ૩
જે અધિકારે ધિક્કારો બહુ પામવા,
સ્નેહ અને સેવાનો થાતો ત્યાગ જો;
ન્યાય નીતિને નામે જન સંતાપવા,
પ્રભુ પ્રત્યે તો સ્વપ્ને પણ ના રાગ જો.
( એવું ઐશ્વર્યસુખ ) આ જીવન૦ ૪
તનસુખ, ધનસુખ, સ્ત્રીસુખ સત્ય ભૂલાવતું,
ભૂલાવે વળી દીન દયાળુ દેવ જો;
એ સુખડાં કરતાં તો દીન દશા ભલી,
લઘુને સૂઝે કરવી પ્રભુની સેવ જો. ( સેવાધર્મ )
આ જીવનમાં એ જોઇએ છે માહરે. ૫

જૈન મુનિ શ્રી છોટાલાલજી.

# कोथळी जेवुं.



[गझल.]

( કોઈ પણ કાર્યમાં નિરાશા મળે અને ધારેલ કાર્યમાં સફળતા ન મળે; પ્રથમ મોટી મોટી વાતો કરી હોય અને એમાંનું કોઇ હોય નહિ ત્યારે "કોથળી જેવું મોઢું થયું" એમ અમુક જગ્યોએ કહેવત છે. જેમ લુગડાની કોથળીમાં લોટ ભર્યો હોય અને તે કાઢી લે પછી જેમ કોથળી ઢીલી થઇ જાય તેમજ જીવનમાં જો કાંઈ પણ સત્કાર્ય ન થયું તો પછી છેવટ લોટની કોથળી જેવું જ મોઢું થશે ને ! એ કહેવત સાંભળીને આ કાવ્ય લખ્યું છે. )

ધરીને જન્મ માનવનો, ન ગાયા ગુણ પ્રભુના કંઇ;
ગુમાવી પુન્યની મૂડી, થયું મ્હોં કોથળી જેવું. ૧

મળ્યાં'તાં સાધનો સારાં, દુઃખીનાં દુઃખ ટાળ્યાનાં;
મરણ ટાણે રડી રહેતા, થયું મ્હોં કોથળી જેવું. ૨

સત્તાના તોરમાં ડૂબી, દીધાં બહુ રંકને દુઃખો;
પ્રભુના ન્યાયમંદિરે, થશે મ્હોં કોથળી જેવું. ૩

ન દીધું દાન પાઇનું, હજારો લૂંટી તો લીધા;
ન આવ્યું સાથ કંઇ જ્યારે, થયું મ્હોં કોથળી જેવું. ૪

વિષયવિકારમાં રાચી, ભર્યા બહુ પાપના ભારા;
ઉદય એ આવશે જ્યારે, થશે મ્હોં કોથળી જેવું. ૫

મનઃ વાણી અને વર્તન, બધાં કાળાં કરી દીધાં;

મરણટાણે જગત હસતાં, થશે મ્હોં કોથળી જેવું. ૬

પિતા માતા હતાં જ્યારે, કરી ના સેવ કંઇ ત્યારે;
વિજોગે પોક મૂકીને, થયું મ્હોં કોથળી જેવું. ૭

કર્યો દેખાવ સ્નેહીનો, હળાહળ અંતરે રાખ્યું;
પ્રકટ એ પાપ થાતાં તો, થયું મ્હોં કોથળી જેવું. ૮

ભલે ના માનતો અધુના, અમારી સત્ય આ વાણી;
હુતો યમરાજના દેખી, થશે મ્હોં કોથળી જેવું. ૯

જીવન મણિરત્નનાં જેવું, વૃથા મૂરખ ગુમાવીશ તો;
લઘુ પસ્તાઇ ભારે ને, થશે મ્હોં કોથળી જેવું. ૧૦

જૈન મુનિ શ્રી છોટાલાલજી.

---

## લોટાના જેવું.



[ગઝલ.]

( શક્તિ અને સાધનોનો પોતે કાંઇ પણ ઉપયોગ ન કર્યો, અને વિચારમાં ને વિચારમાં વખત ગુમાવ્યો, અને વસ્તુ-શક્તિ-સાધનો ચાલ્યાં ગયાં, કાંઈ પણ પાસે રહ્યું નહિ તેથી લોટીના જેવું થયું એમ પણ કહેવત અમુક સ્થળે છે. તે કહેવત પરથી નીચેનું કાવ્ય લખાયું છે. )

ઉછીના કે ઉધારે લઇ, બહુ વ્યાપાર તો કીધા;
ગયો દેવા મહીં ડૂલી, પછી તો લોટીના જેવું. ૧

ન ખાધું દાન ના દીધું, ન દ્રવ્યે પુણ્ય પણ કીધું;
ગયા નૃપ ચોર સહુ લૂંટી, પછી તો લોટીના જેવું. ૨
હતું તન શક્તિમય જ્યારે, કર્યું ના શુભ કંઇ ત્યારે;
થતાં અશક્ત પસ્તાયો, પછી તો લોટીના જેવું. ૩
શિશુ વય ખેલમાં ખોઇ, યુવામાં સત્ય ના જોયું;
જરામાં જોર તૂટયું ને, પછી તો લોટીના જેવું. ૪
બતાવી પ્રીતડી ઝાઝી, હૃદયમાં ભિન્નતા રાખી;
સમય વીત્યે હૃદય જળતાં, પછી તો લોટીના જેવું. ૫
હતી સહુ હાથમાં બાજી, સમય તે હારીયો પાજી;
કર્યા માલિક ના રાજી, પછી તો લોટીના જેવું. ૬
છકી મદમાંહી મસ્તાના, બહુથી વૈર બાંધ્યાં ત્હેં;
ઉદય એ કર્મ આવ્યેથી, પછી તો લોટીના જેવું. ૭
વિચારી જો તપાસી જો, મણિમય જીંદગી જાયે;
લઘુ સહુ નાશ થાતાં તો, પછી તો લોટીના જેવું. ૮

જૈન મુનિ શ્રી છોટાલાલજી.

---

## સ્મશાન.



[ઓધવજીના સંદેશાનો રાગ]

તન ધનના મદ માંહી જે છાકી ગયા,
ગર્વ તણા તુરંગે ચડીયા જેહ જો;

રાંક બનાવી સર્વેને તું રાખતું,
તારે ત્યાંથી પાછા ન ગયા એહ જો.
શાન્તિ ને સુખ દેનારૂં શમશાન તું. ૧
વિરહાનળની ઝાળોમાં જે ઝૂરતા,
દિનનિશ રડતા દીનપણાનાં દુઃખ જો:
એકલવાયું જીવન ઝેર સમું હતું,
તે સર્વેને દીધું ત્હેં ચીર સુખ જો. શાન્તિ૦ ૨
ભેદ નથી તારે તો રાજા રંકનો,
જોગીને વળી ભોગી સહુ સમાન જો;
નાના કે મોટાની ના ગણુના કંઇ,
સહુનું તું સમ ભાવે કર સનમાન જો. શાન્તિ૦ ૩
સ્વર્ગ અને વળી નર્ક તણું તું દ્વાર છે,
દેખી તુજને ઉપજે મન વૈરાગ જો;
નર તન કેરી સાર્થકતા સ્હમજાય છે,
તોએ ના થાતો માયાનો ત્યાગ જો. શાન્તિ૦ ૪
આવીશ હું પણ એક દિવસ ત્હારી કને,
સગાં સંબંધી મિત્રોની સંગાથ જો;
મૂકી મુજને તે સહુ પાછાં વહી જશે,
લઘુ દેહનો સાચો તું છે સાથ જો. શાન્તિ૦ ૫
જૈન મુનિ શ્રી છોટાલાલજી.

# सर्व तजीने.



[ओधवजीना ~~संदेशाना~~ राग.]

મારૂં મારૂં મનવા અંતર આણુ માં,
 વિચારશે તો તારૂં નહિ તલભાર જો:
ધન દોલત તન ધામ કશાં ના કામના,
 વળી ભરેલા માયાના ભંડાર જો.
 સર્વ ત્યજીને જઇ વસવું શમશાનમાં. ૧
માને છે મારાં તે ખોરી બાળશે,
 કંચનવરણી કાયા આ નવરંગ જો;
રોઇને રહી જાશે બંધવ બેનડી,
 માત પિતા સુત દારા નાવે સંગ જો. સર્વત્યજી૦ ૩
છત્રીની છાયાની નીચે મ્હાલતા,
 ખમા ખમા વળી કે'તા'તા છડિદાર જો;
જમડાનાં તેડાં તે વાળી ના શકયા,
 કામ ન આવી ટુકડીઓ તરવાર જો. સર્વ૦ ૩
મુંઝાણા શાણા ને રાણા રાજીયા,
 માયામાં ના આવ્યું અંતર જ્ઞાન જો;
સેવાણા ના ભાવે સાચા સંતને,
 દેવાણાં ના દીન જનોને દાન જો. સર્વ૦ ૪

કાળાં ધોળાં કામ કરી કચવાવિયાં,
દીન જનોને રેંશી લીધા દામ જો;
માલ હવેલી હય હાથી ને માળિયાં,
હાય ! ન આવ્યું અંતસમે કંઇ કામ જો. સર્વ૦ ૫
આશીશો લેજો રે દીન અપંગની,
માનવીના મૂલદાસ બજાવો ધર્મ જો;
સેવીને સદ્‌ગુરૂ શાણા સંસારમાં,
કરજે બાપુ કાંઇક વિચારી કર્મ જો. સર્વ૦ ૬

કવિ શ્રી મૂળદાસ મોનદાસ નિમ્બાવત.

## સ્નેહી જીવન.



[ હરિગીત ]

કદિ કોઇએ નિષ્ઠુર બનીને હિત ના ત્હારૂં કર્યું,
સુખ સાધનો સંપત્તિ એ વળી ધૂળધાણી સહુ કર્યું;
પ્રતિકારની આશા ત્યજી સંતોષ મનથી માણજે,
સ્નેહી તરીકે જીવન ત્હારૂં ધન્ય તો તું માણજે. ૧
શુભ કીર્તિ ત્હારી સાંભળીને દ્વેષ મનમાં કો ધરે,
યુક્તિ પ્રયુક્તિઓ વડે એ કીર્તિને કાળી કરે;
અપમાન કે નિંદા સુણીને રોષ મન નહિ આણજે,
સ્નેહી તરીકે જીવન ત્હારૂં ધન્ય તો તું જાણજે. ૨

રોગી અપંગો દેખી દીન તુજ આંખથી આંસુ વહે,
શત્રુ અને મિત્રો તણો કંઇ ભેદ મનમાં ના રહે;
ગણીને પ્રભુનાં બાળકો કરી ભક્તિ દુઃખને ટાળજે,
સ્નેહી તરીકે જીવન ત્હારૂં ધન્ય તો તું જાણજે. ૩
અવગુણ તણી દૃષ્ટિ ત્યજી સદ્ગુણ તણા ગ્રાહક થઇ,
કટુ વૈર અંતર દ્વેષને જગ મલિનતા ભૂલી જઇ;
પ્રભુ સમ ગણી પ્રાણી બધા તુજ મરણને સુધારજે,
સ્નેહી લઘુ આ જીવન ત્હારૂં ધન્ય તો તું જાણજે. ૪

**જૈન મુનિ શ્રી છોટાલાલજી.**

---

## पस्तावुं ते शाने ?



[ गझल ]

હૃદયને પારખ્યા વિના, હૃદય જો કોઇને દીધું;
પરીક્ષામાં ભૂલ્યા પાતે, પછી પસ્તાવું તે શાને ? ૧
ગણ્યું ઉજ્વળ બધું પયને, કર્યું વળી પાન હોંસેથી;
બન્યું તે ઝેર રૂપે તો, પછી પસ્તાવું તે શાને ? ૨
વચન ભ્રમમાં પડીને જો, કર્યું પોતાપણું અર્પણ;
ઠગાયા એમ જાણ્યું તો, પછી પસ્તાવું તે શાને ? ૩
મીઠી વાણી લવીને જો, સુહૃદ કોઇ ફસાવ્યાને–
સમય વીત્યે દગો દેતો, પછી પસ્તાવું તે શાને ? ૪

સરિતા સ્નેહની છોડી, પડીને મોહ કીચડમાં;
બગાડ્યું સર્વ પોતાનું, પછી પસ્તાવું તે શાને? ૫
ત્યજી શુભ સંગ હંસોનો, કરી છે કાગની પ્રીતિ;
ન ખાવા જો મળે મુક્તા, પછી પસ્તાવું તે શાને? ૬
જગત જેને કહે દુઃખડાં, ગણી ત્હેં મોજ એ માંહે;
મુનિ લઘુલાલજી ત્હારે, પછી પસ્તાવું તે શાને? ૭

જૈન મુનિ શ્રી છોટાલાલજી.

---

## सदा आनंदथी रहेवुं.



[ गझल. ]

પૂરવ પુણ્યના યોગે, અમૂલો જન્મ આ પામી;
પ્રભુને ભેટવા ભાવે, સદા આનંદથી રહેવું.
મળે કદિ રાજ્યના વૈભવ, અને વળી માન ઇલ્કાબો;
ગરવથી ના છકી જાવું, સદા આનંદથી રહેવું. ૨
ભલે હો છત્ર કે ચામર, અને નિશાન કે ડંકા;
કદિ ના જાઇ ફુલાવું, સદા આનંદથી રહેવું. ૩
પિતા માતા અને નારી, મળ્યા જે સ્નેહી કુટુંબી;
સહુથી સંપ રાખીને, સદા આનંદથી રહેવું. ૪
કદાચિત્ કર્મના યોગે, બધી સંપત્ ઉડી જાયે;
નહિ કાંઇ શોક કરવો ને, સદા આનંદથી રહેવું. ૫

ની સર્વ આશાઓ, કદિ નિષ્ફળ બધી જાયે;
પ્રભુની એહ મરજી છે, ગણી આનંદથી રહેવું. ૬
હતા જે પ્રાણથી પ્યારા, થયા તે સર્વથા ન્યારા;
નહિ સંભારીને રડવું, સદા આનંદથી રહેવું. ૭
વિવિધ પકવાન્ન જમતા તે, નથી કંઈ ભાખરી મળતી;
દશા એવી કદિ થાયે, છતાં આનંદથી રહેવું. ૮
ઝળકતાં વસ્ત્ર પહેરીને, શરીર શોભાવતા ભારી;
નથી તન ઢાંકવા આજે, છતાં આનંદથી રહેવું. ૯
હજારો દાનમાં દીધા, નથી આજે પઇ પાસે;
ગનીમત એહ પણ માની, સદા આનંદથી રહેવું. ૧૦
જરા-વ્યાધિથી તન અટક્યું, ત્યજી સંબંધીઓ ચાલ્યા;
રહ્યા અસહાય એકાકી, સદા આનંદથી રહેવું. ૧૧
હતા બહુ સેવકો હાજર, ન આજે પાણી પાનારૂં;
સમયની એ બલીહારી, ગણી આનંદથી રહેવું. ૧૨
કદિ ભૂપાળ સન્માને, કદિ અપમાનતું તુચ્છ કો;
ગણી એ જગતની માયા, સદા આનંદથી રહેવું. ૧૩
સુણી સ્તુતિ ન ફૂલાવું, નહિ નિંદાથી ગભરાવું;
ગણી પર ભાવ એ બેને, સદા આનંદથી રહેવું. ૧૪
નથી સાથે લઇ આવ્યા, નથી સાથે લઇ જાવું;
પડયું રહેશે બધું આંહી, સદા આનંદથી રહેવું. ૧૫

ત્યજી દરકાર દુનિયાની, કરી દરકાર આત્માની;
મુનિ લઘુલાલજી ત્હારે, સદાએ મસ્ત થઇ રહેવું. ૧૬

જૈન મુનિ શ્રી છોટાલાલજી.

---

## ધૂળ પડી.



[લાવણી.]

માનવ જન્મ ધરીને મૂરખ, નવ સમર્યા હરિ એક ઘડી;
ઉત્તમ નરતન વ્યર્થ ગુમાવ્યું, એ તન ધરવે ધૂળ પડી. ૧
ધર્મ નામથી જન જાતિને, રાગ દ્વેષ પાતા રગડી;
સંપ તજાવી લડાઇ કરાવે, એ ધર્મોમાં ધૂળ પડી. ૨
ભક્તિ બની ભક્તિ નવ સમજે, માન તજે નહિ એક ઘડી;
અનાચાર એકે નવ મૂકે, એ ભક્તિમાં ધૂળ પડી. ૩
સંતપણાનો વેશ ધરીને, ધન દારામાં મતિ જડી;
કામ કરે શયતાન તણાં તો, એ સંતોમાં ધૂળ પડી. ૪
દેશી જનને દુઃખો આપ્યાં, પરદેશીને હાથ ચડી;
દેશદ્રોહીનું કલંક લીધું, એ દેશીમાં ધૂળ પડી. ૫
બાંધવ નામ ધરાવે તોપણ, વાત વાતમાં પડે લડી;
સંકટ વખતે સ્હાય કરે ના, એ બાંધવમાં ધૂળ પડી. ૬
સત્યપ્રિય ભાષા નવ બોલે, અસત્યાપ્રિય નાંખે ભરડી;
સુંદર વક્તા ભલે ગણાએ, એ વક્તામાં ધૂળ પડી. ૭

અધર્મ ને અન્યાયે લાખો, દાન પુન્યમાં ના દમડી;
જે ધન માટે ધર્મ તજાયે, એ ધન માંહી ધૂળ પડી. ૮
રંક પ્રજા રીબાવી મારી, પોતે મ્હાલે હસ્તી ચડી;
રાજરીતિ કે ન્યાય ન જાણે, એ રાજામાં ધૂળ પડી. ૯
વિષય વધારણ કાવ્યો કીધાં, પ્રભુગુણની ના એક કડી;
ખૂશામતના ખૂબ રાગડા, એ કવિઓમાં ધૂળ પડી.૧૦
લઘુપણાનો ડોળ કરીને, કર્યાં અનર્થો મદે ચડી;
સંત દીન સેવ્યા ના કદિએ, એ લઘુતામાં ધૂળ પડી.૧૧

જૈન મુનિ શ્રી છોટાલાલજી.

---

## गुरुस्तुति.



[राग माढ.]

ગુરૂ લાધાજી સ્વામી, વિશ્વ વિરામી;
હું શિરનામી, વંદું વારંવાર. ગુરૂ૦
શાન્ત સ્વભાવી સાગર ગુણના, જિનશાસન શણગાર;
ગાદીપતિ શુધ જ્ઞાન વિશારદ, આરતના હરનાર.
જય જય ગુરૂદેવા, મિષ્ટ સુમેવા;
ચર્ણની સેવા, દેવા બનો દાતાર. ગુરૂ૦
સંસારે સુખ સ્વર્ગ સમોવડ, સેવા સમું નહિ કોય;
આપ કૃપા વિણુ એહ મળે નહિ, તે વિણુ મોક્ષ ન હોય.

બીન આપ દયાની, હું અભિમાની;
છેક ગુમાની, કેમ લહું ભવપાર ? ગુરૂ૦
બાળપણે ધરી વ્હાલ ભણાવ્યો, પ્રેમે કરી પ્રતિપાળ;
છોટાલાલ નિયાલ કીધો ગુરૂ, સ્નેહે લીધી સંભાળ.
ગુરૂજી ગુણસાગર, જ્ઞાન ઉજાગર;
જય કરૂણાકર, નાગર નેહ ભંડાર. ગુરૂ૦
તોફાની દરિયો ભરિયો ભવ, સ્હેજે સ્વામી તરાય;
ગુરૂવરજી તવ નામ પ્રતાપે, પલમાં મોક્ષ પમાય;
જય જય ગુરૂરાજા, ભવદધિ પાજા;
સફરી જહાજા, મૂળદાસ સરદાર. ગુરૂ૦

કવિ મૂળદાસ મોનદાસ.

---

## સ્તુતિ.

મંગળ મહામંગળકર અચળ ઇશ્વરા;
પાર્શ્વ, કૃષ્ણ, રામ, રહિમ, નામ શંકરા. મંગળ૦
ૐસ્વરૂપ અરૂપ અલખ ખલક પરવરા;
જાપ તાપ કરત કંઇક પ્રણયીઓ તર્યા. મંગળ૦
દિવ્ય તેજ દિવ્ય હેજ સહજ વિસ્તરા;
સદય હૃદય વાસ કર પિયૂષના ઝરા. મંગળ૦

જ્ઞાનદીપ ભવ્ય હૃદય સ્થાપી કાપ આ;
વિશ્વવ્યાપી જાડય અંધકાર આ મહા. મંગળ૦
વિશ્વના વિહારી અરજ બાળની છે આ;
પાસ તારા આપ કાપ જન્મ ને જરા. મંગળ૦
કુચ્છી જૈન અષ્ટકોટી મોટી પક્ષના મુનિવર્ય શ્રી ગુલાબચંદ્રજી.

---

# सेवा



सेवाधर्मो परमगहनो योगिनामप्यगम्य: ॥

( સેવાધર્મ પરમ ગહન છે અને યોગીઓને પણ તે અગમ્ય છે. )

પરમાત્મ સ્વરૂપ !

પ્રિય આત્મબંધુ !

જગતમાં પ્રાણી માત્ર સુખ શાન્તિને ઇચ્છે છે, અને તે પ્રાપ્ત કરવા અનેકાનેક પોતપોતાની સ્હમજ પ્રમાણે સહુ પ્રયત્ન કરી રહેલા છે. કેટલીક વખત અંતઃકરણના અવાજ વિરૂદ્ધ જાણતાં છતાં અધર્માચરણ કરીને પણ સુખ શાન્તિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. કેટલાએકને કોઇ આકસ્મિક સંજોગોને લઇને કે કોઇ પુન્યયોગે મનથી માનેલ ક્ષણિક સુખની પ્રાપ્તિ થાય છે, પણ જીવનશાન્તિ-જીવનનો ખરો આનંદ તો ભાગ્યે જ પ્રાપ્ત થાય છે, કારણકે જે સુખ પ્રાપ્ત થયું છે તે ક્ષણિક

અને પરિણામે બહુધા દુઃખજનક છે. એટલે શાન્તિ તો હોય જ ક્યાંથી ? બીજું એ પણ એક કારણ છે કે, સુખ પ્રાપ્ત કરવાના માર્ગમાં જ દિશાભૂલ થએલ છે, અને જ્યાંસુધી એ દિશા ભૂલ ન સુધરે ત્યાંસુધી સુખશાન્તિની પ્રાપ્તિ એ ક્યાંથી જ હોય ?

સ્હેજે પ્રશ્ન થશે કે સુખ–શાન્તિનો નિર્દોષ અને શુદ્ધ માર્ગ કયો ? જવાબમાં મ્હારી સમજ મુજબ તો સુખશાન્તિનો એક જ સર્વોત્તમ માર્ગ છે, અને તે જ કે "નિષ્કામ સેવા." જ્યાં સેવાબુદ્ધિ અને તે પણ કોઇ પણ જાતના બદલાની આશા વિના સેવા કરવાથી જે સુખ અને જીવનશાન્તિ પ્રાપ્ત થાય છે, તે સ્થાયી અને અખંડ જ હોય છે. પણ સેવા કરવી અને તે પણ નિષ્કામબુદ્ધિથી, તે તો કોઇ વિરલ જ કરી શકે ! સેવા કરનારમાં ત્રણ મહત્ત્વના ગુણ અવશ્ય હોવા જ જોઇએ.

સેવા કરનારે પ્રથમ અહંતાનો ત્યાગ કરવો જોઇએ. જ્યાં અહંતા છે, જ્યાં હુંપણું છે, જ્યાં માનાપમાનની લાગણી છે, ત્યાં સેવા–શુદ્ધ સેવા ન જ થઇ શકે. સેવકે તો **મરજીવા**–મરીને જીવવાવાળા થવું જોઇએ. એવા મરજીવા હોય તે જ સેવા કરી શકે, કારણકે સેવા કરતાં અનેક પ્રસંગો એવા આવે કે જ્યાં આપણી–સેવા કરનારની ભાવના સ્હમજી ન શકવાને લીધે તિરસ્કાર થાય. કોઇ સ્વાર્થી કલ્પે, કોઇ કાંઇ

કલ્પના કરે અને જગતને તો બહુધા પોતાની દૃષ્ટિએ-પોતા-નામાં હોય તેવા જ ગુણદોષની દૃષ્ટિએ અન્યને તોળવાની-જોવાની -માનવાની ટેવને લીધે ઘણી વખતે શુદ્ધ ભાવનાથી સેવાને અને સેવા કરનારને પણ ઘણા જ હલકા રૂપમાં-ઘણા જ નિચ સ્વાર્થમાં કલ્પી કાઢે છે. તેથી અપમાન તો શું પણ માર અને ઝેર સુદ્ધાંએ ખાવાં-બીજાનાં આપેલાં ખાવાં પડે, તો પણ કોઇ પણ જાતના સંકોચ વિના કે કોઇ પણ જાતના મનના કચવાટ વિના કે દ્વેષ-દુઃખ ઘર્ષા વિના તેનો આનં-દથી સ્વીકાર કરી લેવો. છેવટે મૃત્યુનો પણ આદર કરતાં ન અચકાય તે જ ખરો સેવક. બાકી જેઓનો સગવડીયો સેવા-ધર્મ છે તેઓ પોતાના આત્માને અને જગતને છેતરે છે અને પરિણામે અનેકને પાયમાલ કરી પોતે પાયમાલ થાય છે.

સેવકમાં બીજો ગુણ "અપક્ષપાતવૃત્તિ"નો જોઇએ. સેવા કરવામાં શત્રુ કે મિત્ર, સગાં કે વૈરી, ન્હાના કે મોટા, ગરીબ કે શ્રીમંત, ઉચ્ચ કે નીચ, પુન્યવાન કે પાપાત્મા એવો કોઇ પણ ભેદભાવ હોય જ નહિ. સેવામાં તો સહુ સરખા. જો જરા પણ ભેદ બુદ્ધિ રહે, તો તેની કરેલી આકરામાં આકરી સેવા પણ નકામી જાય છે. સો મણ દુધના દુધપાકમાં જેમ એક જ તોલો સોમલ નાંખે ને સર્વ વિષમય બની જાય છે, તેમજ ઉત્તમોત્તમ સેવામાં થોડો પણ પક્ષપાત ભળે તો સર્વે

સેવા વિષમય બને છે અને પ્રભુનો ગુન્હેગાર થાય છે, કારણકે જે સેવા કરવી છે તે આત્મભાવનાથી, નહિ કે દેહભાવનાથી. દેહમાં હજારો દોષો હોય, મન અને દેહ વખતે અપવિત્ર પણ હોય, પરન્તુ તે દેહમાં રહેલ બ્રહ્મપરમાત્મ સ્વરૂપ આત્મા તે તો સદાએ સત્ચિદાનંદ સ્વરૂપી છે, અને તેને રહેવાના ઘરને સારા માઠા કહી એક દેહનો અનાદર કરવો, બીજાનો આદર કરવો, તે તો એક દેવાલયમાં બેઠેલ દેવને પૂજવા અને બીજા દેવાલયમાં બેઠેલા એ જ દેવને ઠોકરે મારવા બરાબર છે. દેવની કિંમત દેવની મહત્તા, દેવાલય કે મકાન ઉપરથી ન કરાય, પણ તે દેવની પોતાની અનંત શક્તિની જ મહત્તા કરવાની છે. પછી તે ભલેને ધૂળના ઢગલાપર બેઠેલ હોય કે સોના રૂપાના અને હીરા માણેકના મંદિર કે સિંહાસન ઉપર બેઠેલ હોય. આસન કે જગ્યાની કે ભાજનની કિંમત કરનાર તેની મહત્તા સમજનાર પોતે હજુ પામર છે. જ્યાંસુધી એ પામરતા દૂર ન થાય ત્યાંસુધી સેવા કરવાની તેનામાં લાયકાત જ નથી. સેવક થવાને હજુ તે યોગ્ય જ થયો નથી, અર્થાત્ સેવા કરનારે પક્ષપાત-ભેદબુદ્ધિનો સર્વથા પ્રથમથી જ ત્યાગ કરવો જોઇએ.

સેવકમાં ત્રીજો અને સર્વોત્તમ ગુણ એ જોઇએ કે-"પોતાની સેવાની કદર થઇ કે નહિ? સેવાની કદર કેમ થતી નથી?" "ગમે તેટલી સેવા કરીએ તોપણ કાંઇ કદર

નથી” “ઠીક કર્યું એટલું એ પણ કોઇ કહેતું નથી” અથવા “વગર બોલાવ્યે શા માટે સેવા કરવા ગયું?” વિગેરે કદરની યશની કે ફળની ઇચ્છા જ ન હોય. એને તો ગીતામાં કહ્યા મુજબ “**कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन;**” માત્ર કર્મ–ઉદ્યમ સેવા કરવી એ જ નિશ્ચય–કોઇ પણ પ્રકારના ફળની તો સ્વપ્ને પણ કલ્પના આશા ન જ હોય. ખરૂં જ છે કે–

“સેવા તણા સ્વીકારની આશા ન શોભે સ્નેહને”

અને જે વખતે આશા થઇ, તે દિવસે સેવાનો જે મહાન લાભ મળ્યો હોય કે મળવાનો હોય તે સર્વે નાશ પામે છે.

સેવકમાં ઉપરોક્ત ત્રણ ગુણ હોય તો જ તે સેવક થઇ શકે છે. એવા સેવકોથી જ જગતનાં દુઃખો નાશ પામે છે. જગતભરમાં શાન્તિ અને સુખના ફેલાવનારા પણ એવા સેવકો જ છે. એવા સેવકોનાં જ્યાં જ્યાં પુનિત પગલાં પડે છે ત્યાં ત્યાં રોગીઓના રોગ, દુઃખીઓનાં દુઃખનો તાત્કાલિક અંત આવે છે. એવા સેવકો જગતવંદનીય છે: તેઓ કોઇ પણ જાતની દુગંચ્છા કર્યા વિના જરા પણ મન કે મ્હોડું દુભાવ્યા વિના જ રોગીઓ–રક્તપિત્ત જેવા ભયંકર રોગના ભોગ થએલાને પોતાના ખોળામાં લેઇ છાતી સરસા ચાંપી પોતાના સ્નેહભર્યા હાથથી તેના વ્રણોને ધુવે

છે; મલમપટા કરે છે, અને શરીરના તેમજ અંતઃકરણના વ્રણો—ક્ષતોને રૂઝવે છે. જરૂર પડયે પોતાના દેહમાંથી કે દેહની કોઇ પણ વસ્તુ અવયવને એ આપતાં અચકાતો નથી.

સેવક જેમ શરીરના રોગની સેવા કરવામાં આંચકો નથી ખાતો, તેમ જ મનના રોગી-પાપમાં ડૂબેલાની સેવા કરવામાં પણ ખડે પગે તૈયાર જ હોય છે. તે સમજે છે કે જેઓ પાપમાર્ગથી દૂર છે તેઓને સેવાની જરૂર ઓછી છે; પણ જેઓ પાપની ખાઇમાં પડયા છે, જેની દુનિયાને ગરજ નથી પણ દુનિયા જેને પાપી, અધર્મી, દુષ્ટ કહી હડધુત કરે છે જેને જગતમાં 'મારૂં' કહેનાર કોઇ નથી, તેવાની સેવા એ તો સાક્ષાત્ પ્રભુની જ સેવા છે. તળાવને કાંઠે ઉભેલાની દરકાર કરવા કરતાં તળાવમાં બૂડતાની સંભાળ પહેલી અને જરૂરથી કરવી જ જોઇએ. જેમ માત્ર કાંઠે ઉભા રહી બૂડતા માણસની મૂર્ખાઇપર હસનારા કે ડાહી ડાહી વાતો કરનાર મૂર્ખ છે, તેમજ પાપમાં અધર્મમાં કે અનીતિના ખાડામાં ગબડી પડેલાની ઉપેક્ષા કરનાર મૂર્ખ અને અધમ છે અને પ્રભુનો શ્રાપ તેના પર ઉતરે છે. જગતને તે ખરેખર બોજારૂપ છે, પછી ભલે તેણે પોતે પોતાના જીવનમાં એકેય ભૂલ-પાપ ન કરેલ હોય. કદાચ મહાન ત્યાગી હોય છતાં જો ભૂલ્યાને માર્ગે ન ચડાવે, પાપીઓને શુદ્ધ ભાવથી-પ્રભુભાવથી જોઇ તેનો ઉદ્ધાર

ન કરે તો તેના ત્યાગની કે પોતાના માનેલા પવિત્ર જીવનની ફુટી બદામ જેટલીએ કિંમત નથી અને તેના માટે સ્વર્ગ કે પ્રભુદર્શનનાં દ્વાર સદાયને માટે બંધ છે.

માટે જો સુખ શાન્તિને ઇચ્છતા હો તે સાચા સેવક બનો, બદલાની આશા ન રાખો. જેમ સેવામાં આગળ વધશો તેમ સુખશાન્તિ વધતાં જશે, અને સેવામાં પૂર્ણ એક્કા બન્યા ત્યારે તમારે ત્યાં સુખ શાન્તિનો સાગર ઉલટશે. પ્રભુ પોતે ત્હમારા સેવક તરીકે ત્હમારૂં રક્ષણ કરવા અહોનિશ ત્હમારી પાછળ રહેશે, અને ત્હમારો આનંદ-પ્રભુ મહીમાની માફક અવાચ્ય—અવર્ણનીય અને સીમારહિત થશે. છેવટ પ્રભુદર્શન માટે તપ જપ-વ્રત-નિયમ-તિર્થ-યાત્રા-ત્યાગ-વૈરાગ્ય કાંઇ પણ કરવાની જરૂર નહિ રહે, કારણકે તે સર્વે સેવા કરનારને સ્હેજે થઇ ચુકેલ છે, અને જ્યાં કોઇ કાર્ય પૂર્ણ થયું પછી તેને કરવાનું રહેતું જ નથી. મણિભાઇના શબ્દોમાં કહું તો એ જ નિશ્ચય હોય કે,

સેવા-સેવા અવનિતળમાં ધર્મ બીજો ન જાણું,
સેવા-સેવા રટણ કરીને કાર્યમાં એ જ આણું;
સેવાનો છે વિકટ રસ્તો તોય તેને ગ્રહીશું,
પ્રાણીસેવા કરી સુગુરૂના માર્ગમાં વિચરીશું.

લિઃ સેવક થવાને ઇચ્છતો જૈન મુનિ છોટાલાલજી.

# પૂજ્ય શ્રી લાધાજી સ્મારક ગ્રંથમાળા.

## જૈન મુનિ શ્રી છોટાલાલજી કૃત પુસ્તકો.

મણકો ૧ વિદ્યાસાગર ભાગ ૧. રૂ. ૦—૮—૦
,, ૨ ,, ,, ૨. રૂ. ૧—૦—૦
,, ૩ શ્રી સદુપદેશ કુસુમમાળા (૬ ઠી આવૃત્તિ)
,, ૪ માંદાની માવજત. (નથી)
,, ૫ શ્રી ભકતામર મંત્ર માહાત્મ્ય. રૂ. ૨—૦—૦
,, ૬ વિશુદ્ધ પ્રેમ પ્રવાહિની (કાવ્યો) રૂ. ૦—૧૨—૦
,, ૭ પૂ. શ્રી લાધાજી સ્વામીનું જીવનચરિત્ર. ૦—૧૨—૦
,, ૮ વિદ્યાસાગર ભાગ ૩ (છપાશે)
,, ૯ ઇશ્વર સ્તુતિ (અ. સું. પઢીયારકૃત) ૦-૧-૬
,, ૧૦ મહાધની મસ્તી (નથી)
,, ૧૧ મ્હારી વિતક વાર્તા (નથી)
,, ૧૨ પવિત્ર પ્રમદાનું પરાક્રમ (કથા) ૦—૧૦—૦
,, ૧૩ શ્રી લઘુ કાવ્ય બત્રીસી (કાવ્યો) ૦-૮—૦
,, ૧૪ અપવિત્ર વસ્ત્ર વિરૂદ્ધ પવિત્ર ખાદી. (ચિત્રો) (ભેટ)
,, ૧૫ લાખા પટેલની લાકડી. (બોધક વાર્તા) (ભેટ)
,, ૧૬ શ્રી લઘુ સદ્બોધ પુષ્પમાળા (ભેટ)

ભેટ આપવાનાં પુસ્તક દરેકને માટે ૧ આનો પોસ્ટેજ મોકલવું. મળવાનું ઠેકાણું—

**શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલયના વ્યવસ્થાપક.**
**પોસ્ટ ઓફીસ પાસે—વઢવાણ કેમ્પ.**

## મંદાક્રાન્તા.

લોકો સાથે નરમ બનીએ તો કહેછે કમાલો,
ને તે સાથે મમત કરીએ તો કહેછે હઠીલો;
માટે મૂકી જગતપરવા મસ્ત થૈ મ્હાલવાનું,
નિત્યાનંદે રમણ કરતાં નિત્યને પામવાનું.



## શિખરિણી.

કહે કોઈ પાપી જગત ઠગતો કોઇ વદતા,
કહે કોઇ દંભી અતિશય દુરાચારી કથતા;
હરી જે મંજુસે હૃદયતણી તેવું સહુ કહે,
લઘુ પર્વા ત્યાગી નિજ રમણમાંહે રમી રહે.

